ગ્રન્થાંક ૬

બાળબ્રહ્મચારિણી સાધ્વીજી શિવશ્રીજીનાં
સ્મરણાર્થે ભેટ.

# શ્રીનવપદ માહાત્મ્ય અને વીશસ્થાનક વર્ધમાન તપ ગુણ વર્ણન.

યોજક,

શાન્તમૂર્તિ શ્રીમાન્ મુનિરાજશ્રી
કર્પૂરવિજયજી મહારાજ.

સાધ્વીજી મહારાજશ્રી હેતશ્રીજી તથા તિલકશ્રીજીની
મારફત તેઓની એક અનુરાગિણી અને ભાવિક
શ્રાવિકાની આર્થિક દ્રવ્યસહાયથી

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા,
શ્રી જૈનયુવક મંડળ
હા. મંગળદાસ બાલચંદ-મુ૦ સાણંદ.

આવૃત્તિ બીજી. નકલ ૧૦૦૦
વીર સંવત્ ૨૪૫૧ વિક્રમ સંવત્ ૧૯૮૧ સને ૧૯૨૫

મૂલ્ય વાંચન, મનન અને પરિશીલન

# નિવેદન.

આ 'નવપદ માહાત્મ્ય' નામના સુંદર ગ્રંથની દ્વિતીય આવૃત્તિ જૈનસમાજના કરકમળમાં રજુ કરતાં અમને ઘણોજ આનંદ થાય છે. આ ગ્રંથની પ્રથમ આવૃત્તિ સંવત ૧૯૭૯ માં છપાવી અમારી ગ્રંથમાળાના બીજા મણકા તરીકે પ્રસિદ્ધ કરી હતી. જેમાં ઘણોજ સુધારો વધારો કરી આ આવૃત્તિ બહાર પાડવામાં આવે છે. આ ગ્રંથના યોજક શાંતમૂર્તિ સદ્‌ગુણાનુરાગી મુનિવર્યશ્રી કર્પૂરવિજયજી છે. પૂજ્ય મુનિરાજ પોતાની અસ્ખલિત પ્રવાહથી વહન થતી લેખિનીથી લખાતા સુંદર અને મંગલ અનેક નાના મોટા ગ્રંથો અને લેખોથી જૈનસમાજમાં સર્વસુપરિચિત છે. દીર્ઘકાળના ચારિત્રમાં અવિશ્રાંત ઉદ્યોગથી નિરાડંબરપૂર્વક કર્તવ્યમાં મશગુલ રહી તેમના તરફથી થતી શાસનસેવા અને તેમની સ્વપરોપકારક વૃત્તિ ખરેખર અપૂર્વ છે. પ્રત્યેક જમાનામાં જનસમાજની સહભાવી આકાંક્ષા પ્રમાણે ઐહિક અને પારલૌકિક ઉન્નતિના માર્ગો નિરંતર ઉપદેશાયા કરે છે. તે પ્રમાણે તેવા ઉપદિષ્ટ માર્ગોમાં સર્વશ્રેષ્ઠ પંકાયેલા નવપદધ્યાનના વિષયને આ ગ્રંથમાં મુખ્ય સ્થાન આપેલું છે. એ નવપદનું વર્ણન તેના આરાધન વિધિ સહિત ઘણીજ રોચક ભાષામાં કરવામાં આવેલું છે. તે ઉપરાંત આ ગ્રંથમાં વીશસ્થાનક તપ, વર્ધમાન તપ તથા તિથિ પરત્વે કરાતા તપની ઉપયોગી માહિતી તથા તેના સ્વાધ્યાય-આરાધનમાં ઉપયોગી તે તપના સ્તવનો-સ્તુતિઓ અને સજ્ઝાયો સમાવી તે તે તપનું આરાધન કરવાની ઇચ્છાવાળા ભાવિકો માટે આ ગ્રંથ ઉપયોગી થઇ પડે તેવો હેતુ સાર્થક કરવા ઇરાદો રાખવામાં આવેલો છે. ઉપરના વિષયો સિવાય આ ગ્રંથમાં આપણા પાંચ મુખ્ય તીર્થો પૈકી શત્રુંજય, અષ્ટાપદ, ગિરનાર અને સમેતશિખર એ ચાર તીર્થનું માહાત્મ્ય બતાવનારા ને તે તીર્થના કલ્પો દાખલ કરેલા છે. પાંચમા

તીર્થ અર્બુદગિરિ ( આબુ ) નો કલ્પ આ આવૃત્તિમા દાખલ કરવાનો અમારો ખાસ ઇરાદો હતો પણ તેનો કલ્પ મળી આવ્યો નહિ તેથી અમારી તે ઇચ્છા પાર પડી શકી નથી ચાર તીર્થોના કલ્પો છે તો પાચમા તીર્થનો કલ્પ પણ હોવો જોઇએ એમ અનુમાન થઇ શકે છે પણ તે રચાયો હોવાની માહિતી અમને મળી શકી નથી એટલે અમો તે વિષે કશુ ચોક્કસ જણાવવા અસમર્થ છીએ ગ્રથના પ્રાતે ધનપાળ મહાકવિકૃત ઋષભપચાશિકાનો સરલ ભાષામા અનુવાદ તથા પરમાત્મછત્રીશી દાખલ કરીને ગ્રથને સપૂર્ણ કરવામા આવેલો છે એકદરે ગ્રથમા ઘણાજ ઉત્તમ વિષયો આવેલા હોઇ ગ્રથ જનસમાજને વણો ઉપયોગી થઇ પડશે એવી અમોને આશા છે

આ ગ્રથ પ્રગટ કરવાને માટે અમને મળેલી આર્થિક સહાયની હકીકત જુદા મથાળા તળે લીધેલી નોધ ઉપરથી માલુમ પડશે. એવી આર્થિક સહાય આપનારને અમે કોટિશ ધન્યવાદ આપીએ છીએ, આવી સહાય અમને મળતી રહેશે તો આવા ચરણપોષી જ્ઞાનમાર્ગનો ફેલાવો કરનાર અનેક ગ્રથો જનસમાજની સેવામા મૂકવાની અમારી ઉત્કટ અભિલાષા તૃપ્ત કરવાને અમે સમર્થ થઇશુ. ભવ્યજનો આ ગ્રથને પોતાના હરહમેશના સ્વાધ્યાયમા સ્થાન આપી શ્રેયસાધક થશે તો અમારો તથા ગ્રથયોજક મુનિવરનો શ્રમ સફળ થયો ગણાશે. પૂજ્ય મુનિરાજશ્રી ભવ્યજનોને એકાત હિતકારી આવા બીજા અનેક ગ્રથો લખી જનસમાજની ઐહિક અને પારલૌકિક ઉન્નતિના માર્ગમા મદદકર્તા થાઓ એટલુ જણાવી અમો વિરમીએ છીએ.

લી૦ શ્રી જૈન યુવક મડળ.

મુ. સાણુંદ



## ધન્યવાદ.

સદરહુ ગ્રન્થ છપાવવા માટે પરમપૂજ્ય ગુરૂવર્ય શ્રીકર્પૂર-વિજયજી મહારાજ સાહેબની મારફત એક હજાર નકલ પ્રભાસપાટણવાળા શા લીલાધર નેમચંદભાઇની દ્રવ્યમહાયથી તેમ સાધ્વીજી મહારાજશ્રી હેતશ્રીજી તથા તિલકશ્રીની મારફત સદ્ગત સાધ્વીજી શિવશ્રીજીના સ્મરણાર્થે એક હજાર નકલ રાજનગરનિવાસી એક તેમની ભાવિક શ્રાવિકાની દ્રવ્યસહાયથી જૈનસમાજની સેવામા રજુ કરતા દ્રવ્યસહાય આપનારને ધન્યવાદ આપી બીજાને તેઓનુ અનુકરણ કરવા સૂચવી વિરમીએ છીએ.

ૐ શાન્તિ

લી. જૈન યુવક મંડળ.

## આભાર.

અત્રેનિવાસી શ્રીયુત્ સંઘવી કેશવલાલ નાગજીભાઇએ આ ગ્રન્થના તમામ પ્રૂફો સુધારી આપી તેમણે જે આત્મભોગ આપ્યો છે તે માટે તેઓશ્રીનો ખાસ આભાર માનવામા આવે છે.

લી. જૈન યુવક મંડળ.

# શુદ્ધિપત્રક.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૨ | ૧૨ | સવ | સર્ગ |
| ૫૭ | ૩ | સ દરી | સુંદરી |
| ૭૬ | ૧૨ | અરિહ તાણુ | અરિહ તાણુ |
| ૮૪ | ૧૧ | એમ અઠલોત્તર | અષ્ટોત્તર શત |
| ૮૫ | ૨૦ | જર્યું | જપુ |
| ૮૭ | ૨૨ | ( ) | ( ૧૨ ) |
| ૯૯ | ૪ | અચાર | આચાર |
| ૧૦૬ | ૧૮ | સસાર | સ સાર |
| ૧૨૨ | ૬ | વિધ | વિધિ |
| ૧૨૭ | ૧૬ | વહુ | વ દુ |
| ૧૩૨ | ૧૨ | પ્રાતમાઓમી | પ્રતિમાઓથી |
| ૧૩૯ | ૧૭ | શત્રુજય | શત્રુંજય |
| ૧૪૨ | ૧૪ | જનચૈત્ય | જિનચૈત્ય |
| ,, | ૧૯ | સહત | સહિત |
| ૧૪૭ | ૧૪ | અ બાના | અંબાની |
| ,, | ૧૭ | પ્રદ્યમ્ન | પ્રદ્યુમ્ન |
| ૧૪૯ | ૨૧ | निसिहाआ | निसीहिआ |
| ૧૫૯ | ૨૦ | બાળકની | બાળકના |

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

શ્રીપાળકુમાર અને મયણાસુંદરીનુ પવિત્ર ચરિત્ર આપણામા સુપ્રસિદ્ધ છે. તેઓ શ્રી મુનિસુવ્રતસ્વામીના શાસનમાં થએલા હોઈ કેવી રીતે ઉન્નતિને પામ્યા તે વાત તેમના ચરિત્ર ઉપરથી સ્પષ્ટ સમજાય છે. એજ વાત શ્રીમાન્ વિનયવિજયજી અને યશોવિજયજી મહારાજાઓએ 'રાસ' રૂપે ગુથી છે. શ્રીપાળના રાસની ગુથના એવી તો મનોહર-ચિત્તાકર્ષક છે કે દરેક ચૈત્રમાસની અને આસો માસની અઠ્ઠાઇ ( આયબિલની ઓળી ) પ્રસગે ભવ્ય ભાઇઓ અને બ્હેનો તે અત્યત પ્રેમથી વાચે-સાભળે છે. તેમાં તથા શ્રી શ્રીપાળચરિત્રમા નવપદમહિમાનું વિસ્તારથી બ્યાન આપવામા આવ્યુ છે એટલો વિભાગ ઉદ્ધરીને મૂળ પ્રાકૃત ભાષામાં નવપદ પ્રકરણ અર્થ સહિત 'યોગ્યતાદર્શક' અને 'પ્રશમરતિ' ગ્રથમા કેટલાક વર્ષો પહેલા પ્રસિદ્ધ થયેલ છે. તેનોજ ભાવાર્થ સહજ સુધારા વધારા સાથે આ પ્રસ્તુત ગ્રથમા સગ્રહિત કરવામા આવેલ છે. તેની સાથે સાથે નવપદજીની આરાધના વિધિ પણ આપવામાં આવેલ છે. નવપદજીના ઉત્તમ ગુણોનો બરાબર ખ્યાલ કરીને તેવા ઉત્તમ ગુણો આપણામા પ્રગટે એજ પવિત્ર હેતુ શ્રી નવપદજી ( સિદ્ધચક્ર ) ની આરાધના કરવામા હોવો જોઇએ. જેમ નવપદનો મહિમા લોકપ્રસિદ્ધ છે તેમ વીશસ્થાનક પદનો પ્રભાવ પણ લોકવિદિત છે. દરેક તીર્થંકર ઉક્ત વીશસ્થાનક પૈકી સઘળા કે એકાદિ પદનુ પૂર્વલા ત્રીજે ભવે આરાધન કરીનેજ તીર્થંકર નામકર્મ ઉપાર્જી તીર્થંકર પદવી પ્રાપ્ત કરે છે તેથી તે વીશસ્થાનક પદનું સક્ષિપ્ત વર્ણન તથા તેમને આરાધવાનો વિધિ પણ પ્રદર્શિત કરેલો છે. નવપદ અને વીશસ્થાનક સંબંધી પૂજાઓ ભણાવવાનો પણ અંતર્ગત હેતુ એ ઉત્તમ પદોના ગુણવર્ણન વડે તેમા એકતા કરવાનો છે, તે

સિદ્ધ થાય તેવા ચૈત્યવંદન, સ્તુતિ, સ્તવનાદિકનો સંગ્રહ કરવામાં આવ્યો છે. તે ઉપરાંત શ્રી શત્રુંજય, ગિરનાર, અષ્ટાપદ અને સમેત-શિખરજી સંબંધી તીર્થકલ્પોનો સારાંશ આ પુસ્તકમાં તે તે તીર્થનો મહિમા ભવ્યજનોને હૃદયંગમ થાય અને તે તે પવિત્ર તીર્થોની સેવા કરવા મન આકર્ષાય એવા હેતુથી દાખલ કરવામાં આવેલ છે. વળી ભવ્ય જનોને આનંદદાયક કવિ ધનપાળ કૃત ઋષભપંચાશિકા નામના ઉત્તમ સ્તુતિકાવ્યનો અનુવાદ ઉમેરવામાં આવ્યો છે ગ્રંથની શરૂ-આતમાં ઉપોદ્‌ઘાત પ્રસંગે તથા ગૃહસ્થશિક્ષા નામના લેખમાં મનુષ્યે શુભ ઉપાયથી પૈસો ઉપાર્જન કરી આજીવિકા કેવી રીતે ચલાવવી, તથા પોતાની સ્થિતિ ઉપરાંત ખરચ કરતાં કેવી રીતે પાછા હઠવું તેમજ દુઃખ વખતે અધીરાઈ નહિ કરતાં ધીરજ કેવી રીતે રાખવી તે સર્વે બતા-વેલ છે. અનાદિવિષય કષાયાદિ વશવર્તીપણાથી તેમજ વિકથાદિક પ્રબળ પ્રમાદના જોરથી ઘણાએક ભાઈ બ્હેનો આ અનિત્ય, અશુચિ અને અસાર એવા જડ દેહાદિક પદાર્થો ઉપર મૂર્છા-મમતા રાખી પોતાનો અમૂલ્ય માનવદેહ નકામો એળે ગમાવે છે. તેમને જાગૃત કરવાના શુભાશયથી પોતાનામાં વ્યાપી રહેલા આલસ્યાદિક દોષોને અળગા કરવા જે કંઇ અત્ર બોધાયેલું છે તે નિજ લક્ષમાં લહી, ભવ્યા-ત્માઓ જાગૃત થાઓ એવી હિતકાંક્ષા સાથે વિરમાય છે ઈતિ શમ્.

સદ્‌ગુણાનુરાગી મુનિરાજશ્રી કર્પૂરવિજયજી.



# ઉપોદ્ઘાત.

" રાગદ્વેષરહિત સમભાવથી જ ગમે તે ભવ્યઆત્મા ગમે ત્યાંથી આ **જિન અને જૈન** ભવસમુદ્રને તરી શકે છે." રાગ, દ્વેષ અને મોહાદિ **શબ્દની સાચી** (અંતરના) મહાવિકારોને વારનાર, અંતરના **સમજ.** સઘળા દોષોને દૂર કરનાર અને અંતરમાં છૂપી રહેનારા કટ્ટા દુશ્મનોને જિતી લેનારજ જિન કહેવાય છે સકળ દોષ રહિત જિનભગવાને ભાખેલો ધર્મ જૈનધર્મ કહેવાય છે એ ઉપરથી સહેજે સમજી શકાશે કે **જૈનધર્મ** કોઇ **અમુક જાતિ** કે **કોમનો નથી** પણ જે કોઇ, ઉપર જણાવેલા સકળ દોષ–વિકાર વગરના જિનોએ કહેલા શુદ્ધ નિર્દોષ ધર્મને અથવા ધર્મના ફરમાનને અનુસરે છે તે સઘળાનો એ ધર્મ હોઇ શકે છે એટલે કે જૈનધર્મને વિશાળ દૃષ્ટિથી તપાસવામા આવે તો તે **આખી આલમનો ધર્મ** જણાય છે એવો એ જૈનધર્મ દરીઆ જેવો ઊંડો અને ઉદાર [ વિશાળ ] છે. ફક્ત નિષ્પક્ષપાતપણે તેના તત્ત્વ તપાસવાથી તેની ખાત્રી થઇ શકે છે. પરમાર્થદર્શીને અમુક નામ સાથેજ તંત હોતો નથી. દેવ, ગુરૂ અને ધર્મના નામ ગમે તે હોય પણ જો પરમાર્થમાં તફાવત ન હોય તો પછી તેનો સ્વીકાર કરી લેવામા કશો વાધો–વચકો આવતોજ નથી. એકજ વસ્તુના જૂદા જૂદા નામ હોઈ શકે છે તેમ છતા તેમા પરમાર્થ એક સરખો હોવાથી સમજુ માણસ તેમા ઝગડો કરતા નથી, પણ સમદૃષ્ટિથી બધાય નામને સાચા માને છે તેવીજ રીતે પરમાર્થદૃષ્ટિથી શુદ્ધ નિર્દોષ દેવને **જિન, અરિહંત, વીતરાગ, પરમાત્મા, તીર્થંકર, શિવ, શંકર, શંભુ, સ્વયંભૂ, બ્રહ્મા, વિષ્ણુ, રામ, મહેશ** યા **મહાદેવાદિક** ગમે તે નામથી બોલાવવામા આવે તો પણ તે સાર્થક જ હોવાથી સમજુ માણસો સ્વીકારી જ લે છે. એવીજ રીતે ગુરૂના અને ધર્મનાં

જૂદા જૂદા નામ ગમે તે હો પણ તે સાથે પરમાર્થદષ્ટિ જીવોને કશો ઝગડો રહેતો નથી. કેમકે તેઓ તેમા સીધો જ વિચાર કરે છે. કેવળ શબ્દભેદ સાભળીને તે સાથે ઝગડો કરી બેસતા નથી. શબ્દભેદથી અર્થભેદ સમજી નહિ લેતા, અર્થની એકતા નિષ્પક્ષપાતપણે વિચારી, તેનુ ઝટ સમાધાન કરી લે છે આવી સમદષ્ટિ, પૂર્વોક્ત જિનના ખરા અનુયાયી જૈનોમા હોઇ શકે છે તેથી જ તે સ્યાદ્વાદી, અનેકાન્તવાદી અથવા યથાર્થવાદી કહેવાય છે અને તે સત્ય છે. તત્ત્વદષ્ટિથી કહો કે ઉદાર–વિશાળ સમદષ્ટિથી વિચારી શકાય તો સકળ રાગાદિ દોષરહિત વીતરાગ દેવે કહેલો–સમજાવેલો શુદ્ધ અહિસા [ દયા ], સયમ ( ચારિત્ર્ય ) અને ( ઇચ્છા નિરોધરૂપ ) તપ લક્ષણ ધર્મજ ખરેખર દરેક ભવ્ય આત્માને માટે સ્વાભાવિક ધર્મ છે અને એજ સત્ય સનાતન ધર્મદ્વારા ખરૂ–વાસ્તવિક સુખ પ્રાપ્ત થઇ શકે છે અને પવિત્ર ધર્મમા જેનુ ચિત્ત વર્ત્યા કરે છે તેને ઇન્દ્રાદિક દેવો પણ નમસ્કાર કરે છે અત સત્ય નિર્દોષ સનાતન ધર્મને સ્વબુદ્ધિબળથી સારી રીતે સમજી ભવ્યાત્માઓએ સર્વ પ્રકારનો પ્રમાદ તજીને તેનો અવસ્ય આદર કરવો ઘટે છે પ્રથમ અજ્ઞાન વશ આદરેલા અસત્ ધર્મ ઉપર મિથ્યા મમત્વ રાખવુ ઘટતુ નથી ભાગ્યયોગે સત્ય વસ્તુધર્મની પિછાણ થયાનુ એજ ફળ છે અને દશ દષ્ટાન્તે દુર્લભ માનવભવ પામ્યાની ખરી કિમત પણ એથીજ છે

" ખરૂ સ્થિર શાશ્વત સુખ ક્યાં છે ? અને તે કેવી રીતે મોક્ષ પ્રાપ્તિ માટે પ્રાપ્ત થઇ શકે ? " સર્વજ્ઞ સર્વદર્શી તીર્થંકર ઉત્તમ આલંબન ભગવાન ભવ્યજનોના એકાન્ત હિતને માટે કહે છે કે ખરૂં સ્થિર અને શાશ્વત સુખ કેવળ મોક્ષમા જ છે બીજે કયાય નથી. અનાદિ સકળ કર્મમળનો સર્વથા ક્ષય થયાથી જ મોક્ષ થાય છે. તે કર્મમળનો ક્ષય કરવા, સમ્યગ્દર્શન ( સમ્યકત્વ ), જ્ઞાન અને ચારિત્ર્યરૂપ રત્નત્રયી જ અમોઘ ઉપાય છે એમ શ્રી તીર્થંકર ગણધરાદિક જ્ઞાની પુરૂષો જણાવે છે. અનાદિ મિથ્યાત્વ અને કષાયને ટાળ-

વાથી શ્રી સર્વજ્ઞ દેવે કહેલા તત્ત્વ વચનો ઉપર જે યથાર્થ શ્રદ્ધા ઉપજે છે તે સમ્યક્ત્વ કહેવાય છે. શ્રી સર્વજ્ઞકથિત સૂક્ષ્મ તત્ત્વનો જેવડે યથાર્થ બોધ થવા પામે છે તે જ્ઞાન કહેવાય છે, અને શ્રી સર્વજ્ઞ ભગવાને બતાવેલા ઉત્તમ વ્રત નિયમોને આદરી તેને પ્રમાદ રહિત પાળતા રહી, નિજગુણમા સ્થિરતા પામવી તે ચારિત્ર કહેવાય છે. ઉક્ત સમ્યકત્વ, જ્ઞાન અને ચારિત્ર્યને જ્ઞાની પુરૂષો રત્નત્રયી કહીને બોલાવે છે. એ પવિત્ર રત્નત્રયી વગર કદાપિ કોઇનો ક્યારે પણ અનાદિ કર્મનો ક્ષય થવારૂપ મોક્ષ થઇ શકતો નથી, તેથીજ રત્નત્રયીની સાધના-આરાધના મોક્ષસુખ પ્રાપ્ત કરવા માટે કરવી દરેક સ્થિર અને શાશ્વત સુખના અર્થી જનને ઉચિત છે.

ભાવ સહિત કરવામાં આવતી સકળ ધર્મસાધના સફળ થઇ શકે છે. દાન, શીલ અને તપ વગેરે ભાવ સહિત કરાય તોજ તે લેખે થાય છે. એ ભાવ મનને આધીન છે અને ઉત્તમ આલબન વગર ચંચલ મન સ્થિર રહી શકતું નથી જો કે જ્ઞાની પુરૂષોએ અનેક આલંબન કહ્યા છે, પરતુ તે સૌમા નવપદનુ આલબન મુખ્ય અને ઉત્તમ કહ્યું છે.

**નવપદનું સક્ષિપ્ત સ્વરૂપ.**

૧ અરિહત, ૨ સિદ્ધ, ૩ આચાર્ય, ૪ ઉપાધ્યાય, ૫ સકળ સાધુ, ૬ દર્શન, ૭ જ્ઞાન, ૮ ચારિત્ર અને ૯ તપ. એ નવપદ અથવા સિદ્ધચક્રના નામથી ઓળખાય છે. ઉક્ત નવપદના ગુણગ્રામ કરવાવડે નિજગુણ શુદ્ધિ કરી લેવી ઉચિત છે તેથી ઉક્ત નવપદના ગુણોનુ પ્રથમ સક્ષેપથી વર્ણન કરિયે.

૧. રાગદ્વેષ અને મોહાદિક અતરગ શત્રુસમૂહને સર્વથા જીતી લઇ, સકળ અતિશયોયુક્ત સમવસરણમા બિરાજી, ભવ્યજનોને અશ્રાન્તપણે અમૃત સમાન ધર્મદેશના આપી, જે ઉદ્ધરે છે તે **અરિહંત વીતરાગ પરમાત્મા** કહેવાય છે.

૨. સકળ કર્મનો, સર્વથા ક્ષય કરી જે અનંત જ્ઞાન, દર્શન ચારિત્ર અને વીર્ય સંપન્ન થઇ, અજ, અવિનાશી, અરૂપી, અવ્યાબાધ અને અગુરૂલઘુ એવુ મોક્ષ મહાપદ પ્રાપ્ત કરે છે તે સઘળા **સિદ્ધ ભગવાન** તરીકે ઓળખાય છે.

૩ શ્રી અરિહંત પરમાત્માએ ઉપદેશેલા ઉત્તમ ( જ્ઞાનાચારાદિ ) આચાર વિચારને જે જાતે સેવન કરે છે—પાળે છે અને અન્ય યોગ્યજનોને એ ઉત્તમ આચાર વિચાર સમજાવી પળાવે છે, તે બ્રહ્મચર્યાદિક ૩૬ ગુણોવડે અલંકૃત **ભાવ આચાર્ય** કહેવાય છે તીર્થંકર દેવના અભાવે શાસનની રક્ષા આવા **આચાર્ય** કરી શકે છે

૪. જેઓ સર્વજ્ઞ-દેશિત શાસ્ત્રોને સરહસ્ય સારીરીતે સમજી લઇ, સાધુ સમુદાયને ભણાવે છે અને જડ જેવા શિષ્યને પણ સુવિનીત બનાવે છે, વળી જે ગચ્છની સારી રીતે સંભાળ રાખે છે અને મૂળ ગુણ [ મહાવ્રતો ] ને તેમજ તેને પુષ્ટિકારક ઉત્તર ગુણને સાવધાનપણે સદાય પાળતા રહે છે એવા યુવરાજ તુલ્ય **પાઠક, વાચક** યા **ઉપાધ્યાયના** નામથી ઓળખાય છે

૫ જેઓ આ અસાર સંસારનુ સ્વરૂપ યથાર્થ ઓળખી તેથી વિરક્ત બની, સદ્ગુરૂ સંગે ઉત્તમ રત્નત્રયીનું સકળ પ્રમાદ રહિત સેવન—આરાધન કરે છે અને અન્ય ભવ્યાત્માઓને આત્મસાધનમા સહાય આપવા જે સદાય ઉજમાળ રહે છે તે **સંત, સાધુ, નિર્ગ્રંથ, મુનિ** યા **મુમુક્ષુ** કહેવાય છે.

૬. અનાદિ મિથ્યાત્વ યા કુવાસના અને અનંતાનુબંધી કષાયને ટાળવાથી, સુવાસના અને શાન્તિયોગે જે **તત્ત્વપ્રતીતિ** રૂપ નિર્મળ ગુણસ્થાનક પ્રાપ્ત થઈ શકે છે તેને જ્ઞાની પુરૂષો **સમ્યગ્દર્શન, સુશ્રદ્ધાન** યા **સમકિત** કહે છે

૭. જેના પ્રકાશવડે અનાદિ અજ્ઞાન અંધકાર ટળે છે અને સર્વજ્ઞકથિત તત્ત્વો સારીરીતે સમજી શકાય છે અને અન્યને

સમજાવી શકાય છે તેનુ નામ **તત્ત્વજ્ઞાન** છે. સૂર્ય, ચદ્ર અને દીપકની પેરે **તત્ત્વજ્ઞાન** જગતને અત્યત ઉપકારી છે

૮. વિષય, કષાય અને મન, વચન, કાયાને કાબૂમા રાખીને ડહાપણથી જે દયા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અસગતાદિ ઉત્તમ ગુણોનો અભ્યાસ કરવામા આવે છે તેને જ્ઞાની પુરૂષો **સયમ** યા **ચારિત્ર્ય** કહે છે તેથી સ્વરૂપ-સ્થિરતા થવા પામે છે

૯ જેમ અગ્નિના તીવ્ર તાપ યોગે સુવર્ણની શુદ્ધિ કરવામા આવે છે તેમ જે બાહ્ય તથા અભ્યતર સાધન જોગે અનાદિ કર્મ-મળનો ક્ષય કરી, આત્માની શુદ્ધિ કરવામા આવે છે તેને જ્ઞાની પુરૂષો નિર્જરાકારી **તપ** કહીને બોલાવે છે

ઉક્ત **નવપદ**મા પ્રથમના પાચ પદ ધર્મી છે અને પાછળના ચાર પદ ધર્મરૂપ છે. એ ચાર પદનુ યથાવિધિ સેવન-આરાધન કરવાથીજ અરિહતાદિક ઉત્તમ પદવી પ્રાપ્ત થઇ શકે છે તેથી દરેક ભવ્યાત્માએ ઉક્ત દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપરૂપ પવિત્ર ધર્મનુ શુદ્ધ પ્રેમથી સેવન કરવુ જોઇએ પ્રમાદાચરણ તજવાથી પવિત્ર ધર્મ પ્રત્યે પ્રેમોલ્લાસ પ્રગટે છે. શ્રી અરિહતાદિક પાચ પદો, પવિત્ર ધર્મના પ્રભાવથી અનુક્રમે ભવ્યજનોને શુદ્ધમાર્ગદેશકપણાથી, અવિનાશીપણાથી, શુદ્ધ આચાર વિચાર પાળવા પળાવવાથી, ઉત્તમ વિનય શિખવવાથી અને અન્ય યોગ્ય જનોને યથોચિત સહાય યા આલબન આપવાથી ત્રિભુવનવાસી જનોને પૂજા-સત્કાર યોગ્ય થાય છે તેવા પવિત્ર આત્માઓનુ તન્મયપણે આલબન લેવાથી-તેમની સેવા ભક્તિ કરવાથી, તેમના ઉત્તમ ગુણોનુ એકાગ્રતાથી ચિન્તવન (ધ્યાન) કરવાથી આપણે પણ યોગ્ય અધિકાર પ્રાપ્ત કરી તેમના જેવાજ પવિત્ર બનતા જઇએ છીએ અને અનુક્રમે સકળ કર્મ-આવરણ દૂર કરીને, અદર ઢકાઇ રહેલુ આપણુ અનાદિ આત્મ-સ્વરૂપ સાક્ષાત્ પ્રગટ કરી શકીએ છીએ.

**પ્રમાદનું સંક્ષેપથી સ્વરૂપ**

પરતુ આવો અમૂલ્ય આત્મસાક્ષાત્કાર કરવામાં અતરાય કરનાર અને આપણને અવળે માર્ગે દોરી જનાર પ્રસિદ્ધ 'પ્રમાદ' શત્રુ છે તેને વારવા-દૂર કરવા દરેક ભવ્યાત્માએ જરૂર લક્ષ રાખવુ જોઇએ. પ્રમાદ જેવો કોઇ પ્રબળ દુશ્મન નથી તેથી તેને બરાબર ઓળખી, જીતી લેવો જોઇએ.

જેનાવડે આપણુ કર્તવ્ય ભૂલી જવાય, ન કરવાના કામ કરી લેવાય અને ઉન્મત્તની પેરે વર્તન કરાય, અથવા ટુકાણમા સ્વચ્છંદપણે ચલાય તેને જ્ઞાની પુરૂષો પ્રમાદ કહેછે. તેના પાચ પ્રકાર આ રીતે નીચે મુજબ કહ્યા છે

૧ જેનાથી મદ-નીશો ચઢે એવા ગમે તે માદક પદાર્થનુ સેવન કરવુ અને બેભાન બની સ્વકર્તવ્યથી ચૂકવું.

૨ પાચે ઇંદ્રિયોના વિષયો-શબ્દ, રૂપ, રસ, ગધ અને સ્પર્શમાં ગૃદ્ધ-આસક્ત બનવુ.

૩ ક્રોધ, માન, માયા અને લોભ કષાયને વશ થઇ જવુ.

૪ આળસ સુસ્તાઇ વડે, એદીની જેમ નિરૂદ્યમી બનવુ અને

૫ જેમા કશુ સ્વપરહિત સમાયેલુ ન હોય એવી નકામી કુથલી-વિકથા કરવી.

ઉપર પ્રમાણે પ્રમાદના પાચ ભેદ છે. મિથ્યાત્વ-અજ્ઞાન પ્રમુખ તેના આઠ ભેદ પણ કહ્યા છે. પ્રમાદ આચરણ તજીને, ખરી દિશામાં પુરૂષાતન ફોરવવાથી કેવો અદ્ભુત લાભ થવા પામે છે ? એ બારીકીથી તપાસવાની આપણને બહુ જરૂર છે. સાદો-હલકો (સુખે પચી શકે એવો) સાત્વિક ખોરાક જો પ્રમાણોપત અને નિયમિત રીતે લેવામાં આવે તો તેથી વ્યાવહારિક અને ધાર્મિક કાર્ય કરવામા બહુ સરલતા થવા પામે છે. વિષયાસક્તિ તજવાથી ઇન્દ્રિયોનો શુભ ઉપયોગ કરી શકાય છે. ચક્ષુવડે શુદ્ધ દેવ ગુરૂની પરમ શાન્ત મુદ્રાને દેખી શકાય

છે, શ્રોતવડે શાસ્ત્રોક્ત સદુપદેશ શ્રવણ કરી શકાય છે, જીભવડે શુદ્ધ દેવગુરના ગુણગ્રામ કરી શકાય છે, ઘ્રાણવડે સારા સુગંધી પદાર્થનો સઠેકાણે ઉપયોગ કરી શકાય છે અને દેહવડે સદ્‌ગુણી જનોનો યથાયોગ્ય વિનય ભક્તિ પૂજાસત્કાર કરી શકાય છે જેમાની એક એક ઇન્દ્રિયને પરવશ પડવાથી પતંગીયા, ભમરા, માછલા, હરણીયા અને હાથીઓના બુડા હાલ થાય છે તે હરેક ઇન્દ્રિયને સ્વવશ કરી લેવાથી કેવો ઉત્તમ લાભ મેળવી શકાય તે વિવેકથી વિચારી જોતા માલમ પડે છે ક્રોધાદિક કપાયના કડુકફળ વિચારીને વિવેકી જનો ક્ષમા, મૃદુતા ( નમ્રતા ) સરલતા અને સંતોષ ગુણનો અભ્યાસ રાખે છે તો તેથી સઘળા આતંગ તાપને શમાની પરમ શીતળતાને પામે છે જો આળસ તજી સદ્‌ઉદ્યમ સેવે છે તો તેથી શરીરનુ આરોગ્ય સાચવવા ઉપરાત ઘણા પારમાર્થિક લાભ પણ સંપાદન કરી શકાય છે અને નકામી વાત વિકથા કરવાનો ઢાળ તજીને, ઉત્તમ ધમકથા કરવા કે સાભળવાની સુટેવથી આત્માને અનહદ લાભ થતા પામે છે આ રીતે હરેક પ્રકારનુ પ્રમાદાચરણ સમજપૂર્વક પરહરી, જો પ્રેમ–ઉલ્લાસથી સન્માર્ગનુ સેવન કરવામા આવે તો તેથી કેવો અપૂર્વ લાભ મળી શકે છે તે તપાસીશુ.

નવપદજીનુ અથવા **વીશસ્થાનક પદ** પૈકી એક બે પદનુ યાવત્ વીશે પદનુ સંપૂર્ણ પ્રેમોલ્લાસથી યથાવિધિ સેવન–આરાધન કરવાથી ભવ્યાત્મા ભારે ઋદ્ધિ સમૃદ્ધિ પામવા ઉપરાત શ્રી અરિહંત **તીર્થંકરની** પવિત્ર પદવીને પણ પ્રાપ્ત કરી શકે છે. સંપૂર્ણ વીર્યોલ્લાસથી પવિત્ર રત્નત્રયીનુ આરાધન કરનાર સકળ કર્મ મળનો સર્વથા ક્ષય કરીને અક્ષય અજરામર એવુ સિદ્ધ પદ પણ પામી શકે છે અનાદિ અશુભ આચાર વિચારને તજી જે ભવ્યાત્મા શ્રી સર્વજ્ઞ પ્રણીત શુભ આચાર વિચારને બહુજ આદરપૂર્વક સેવે છે તે અલ્પ કાળમાં ઉત્તમ આચાર્ય પદવીને પ્રાપ્ત કરી શકે છે, અને

જે સારી રીતે સ્વ-આત્મહિત સાચવીને અતિ નમ્ર ભાવે પર-આત્મહિત કરવા ઉજમાળ રહે છે તે વાચક-પાઠક યા ઉપાધ્યાય પદને પામે છે એજ રીતે ઇન્દ્રિય, કષાયાદિને દમી-વશ કરી જે સ્વાત્મહિત કરવા ઉજમાળ બને છે તે સુસાધુ પદવીને પ્રાપ્ત થાય છે. જે સુસાધુજનો સમીપે આદરસહિત હિતોપદેશ સાંભળીને સુશ્રદ્ધા સદ્‌વિવેક, અને સત્‌ક્રિયાને સેવે છે તે મહાનુભાવ સુશ્રાવક પદવીને પામે છે તથા જે શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મતત્ત્વને યથાર્થ ઓળખી તેની દૃઢ પ્રતીતિ કરે છે તે અનાદિ મિથ્યાત્વને તજી સમ્યક્‌ત્વ ગુણને પામી શકે છે. એ રીતે માર્ગાનુસારિતા પ્રમુખ અનેક સદ્‌ગુણો પુરૂષાર્થયોગે દૃઢ અભ્યાસથી પ્રાપ્ત થઈ શકે છે ઇતિ શમ્

લેખક—સદ્‌ગુણાનુરાગી મુનિરાજશ્રી કર્પૂરવિજયજી.



## ગૃહસ્થ યોગ્ય વ્યવહાર શિક્ષા.

રાગદ્વેષ અને મોહ આદિ દોષ માત્રને દૂર કરનાર ( જીતી જૈનધર્મ સબંધી લેનાર ) જિનેશ્વર દેવ છે તેમણે ભાખેલો સાદી સમજનાં જૈનધર્મ છે. અહિંસા, સંયમ અને તપ એ બોધ વચન. ધર્મનું લક્ષણ છે. એ પરમ મંગળમય ધર્મની ધુંસરી ધારનાર ધોરી સમાન સાધુ-નિર્ગ્રંથ-ગુરૂ ગણાય છે. શુદ્ધ દેવગુરૂ અને ધર્મ ઊપર શ્રદ્ધા આકીન રાખનાર, વિવેકચક્ષુથી સત્ય જોનાર, જાણનાર અને સત્ય હિતકરણી કરનાર શ્રાવક કહેવાય છે. સકળ દોષરહિત જિનેશ્વર દેવે ભાખેલા ધર્મને એક સરખી રીતે અનુસરનારા સાધર્મી લેખાય છે. તેમની યથોચિત સેવા ભક્તિ બજાવવાથી ભાગ્યશાળી જનો મહાન્ લાભ મેળવે છે જે આ ભવ-સમુદ્રથી તારે, પાર ઉતારે અથવા જેનાવડે ભવનો પાર પામિયે તે **તીર્થ** કહેવાય છે. **જંગમતીર્થ** અને **સ્થાવરતીર્થ** એ રીતે તીર્થ બે પ્રકારના છે જિનેશ્વર દેવની આજ્ઞાને યથાશક્તિ માન્ય કરી ચાલનાર સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, એ જંગમતીર્થ છે. અને શત્રુંજય, ગિરનાર, આબુ, અષ્ટાપદ અને સમેતશિખર પ્રમુખ સ્થાવરતીર્થ છે શુદ્ધ ભાવથી તેને ભેટનાર ભવસમુદ્ર તરી શકે છે. એ પવિત્ર તીર્થને ભાવથી ભેટી યથાશક્તિ દાન, શીલ, તપકરણી કરી લેવી એ દરેક ભવ્યાત્માનું અવશ્ય કર્તવ્ય છે, ત્યા કંઇક સજ્જનોનો સમાગમ પણ થઈ શકે છે, તેમના ઉત્તમ ગુણનું અનુમોદન કરવાથી આપણામાં સજ્જનતા આવે છે, નિંદાદિક દોષનું નિવારણ થાય છે અને નિર્મળ જ્ઞાનાદિ ગુણોનો પ્રકાશ થાય છે. આવા ઉત્તમ હેતુથીજ સહુ કોઇએ પવિત્ર તીર્થની ભેટના કરવી ઘટે છે. સાધર્મિ બંધુઓ અને બ્હેનોનો આદર સત્કાર કરવો તથા સજ્જનોની સંગાતે જ્ઞાનગોષ્ઠી કરવી. અને એ દરેક દરેક શુભ પ્રસંગમાથી કઇને કંઇ ગુણગ્રહણ કરીજ લેવો સહુને ઉચિત છે. હંસની પેરે સાર તત્ત્વનું

ગ્રહણ કરી લેવામાજ બુદ્ધિશાળી મનુષ્યોની ખરી ખુબી છે. યથાશક્તિ વ્રત નિયમો જ્ઞાની ગુરૂની પાસે સમજી સારીરીત આદરવા એજ આ દુર્લભ માનવ દેહ પામ્યાનુ ઉત્તમ ફળ છે. એ રીતે પૂર્વ પુન્ય-યોગે પ્રાપ્ત થયેલી લક્ષ્મી અને વાણીનો પણ સદુપયોગ કરવાથીજ તેની સફળતા છે. સક્ષેપમાં સહુ સંગાતે મૈત્રી, ગુણીજનો પ્રત્યે પ્રમોદ, દુ:ખી જનો પ્રત્યે દયા અને દોષવંત પ્રત્યે મધ્યસ્થતાભાવ રાખવામાજ આપણુ ખરૂ હિત રહેલુ છે એ મુદ્દાની વાત ખૂબ લક્ષમા રાખી ક્લેશ કુસપ કાપો, સર્વત્ર સુલેહ શાન્તિ જાળવો અને તોડ ફોડ તજીને સહુ કોઇને સન્માર્ગમાં જોડો. સહુ કોઇનુ શ્રેયજ ઇચ્છવાથી આપણુ પણ શ્રેય થશેજ. કિંબહુના? કહ્યુ છે કે—

“ સહુ મન સુખ વછે, દુઃખને કો ન વછે,
નહિ ધરમ વિના તે, સૌખ્ય એ સંપજે છે
ઇહ સુધરમ પામી, કાં પ્રમાદે ગમીજે?
અતિ આળસ તજીને, ઉદ્યમે ધર્મ કીજે. ૧
ઇહ દિવસ ગયા જે, તેહ પાછા ન આવે,
ધરમ સમય આળે, કાં પ્રમાદે ગમાવે ?
ધરમ નવિ કરે જે, આયુ આળે વહાવે,
શશિ નૃપતિ પરે ત્યું, શોચના અંત પાવે. ” ૨

જગતમા સહુ કોઈ સુખનીજ વાછના કરે છે, કોઈ પણ દુ:ખની વાછના કરતા નથી. સહુ જીવોને સુખમય જીવનજ વ્હાલુ લાગે છે પણ એવુ સુખ દયા, દાન અને દમ ( સયમ ) રૂપ ધર્મસેવન કર્યા વગર પ્રાપ્ત થતું નથી. એ ઉત્તમ ધર્મ સાધી લેવાની એક અમૂલ્ય તક આ માનવદેહમાં પામીને, પ્રમાદવશ પડી સ્વચ્છંદપણુ આદરી, હે ભોળા ભાઇ! તુ કેમ એળે ગમાવે છે? પ્રમાદ—મદ વિષય, કષાય, આળસ અને વિકથા સમાન કોઇ કટો શત્રુ નથી. એથીજ ત્હારે સંસારચક્રમા જન્મમરણુના ફેરા કરવા પડે છે. માટે ચેત! ચેત! જાગ્રત થા! અને આળસ ઉડાડી યથાશક્તિ

વીર્ય ફેરવી ધર્મસાધના કરી લે ! ધર્મ સબલ (ભાતુ) સાથે બાંધી લઈશ તો આગળ સુખી થઈશ. તે વગર પરભવમાં ત્હને કોઈ ત્રાણ, શરણ કે આધાર નથી માટે જાગૃત થા અને એદીપણું-કાયરપણું તજી દે ! એજ ખરો સુખનો માર્ગ છે જે જે દિવસ અને રાત્રિઓ ધર્મસાધન વગર ત્હારે ફોગટ જાય છે તેજ દિવસ અને રાત્રિઓ ચીવટથી ધર્મસાધન કરી લેનાર ભાઇ બ્હેનોને લેખે થાય છે અત્યારે ખરી તકે લગારેક કષ્ટ સહન કરી લઇને પણ જેઓ ધર્મસાધન કરે છે તેમને ભવિષ્યમાં ભારે સુખ સાંપડે છે અને જે કોઇ દેહ, ધન અને પુત્રાદિ પરિવાર ઉપર ખોટી મમતા રાખી, ધર્મસાધનની ખરી તક ખોઇ નાખે છે તેમને પછી બહુ શોચના સાથે ભવિષ્યમાં ભારે દુ:ખ વેઠવું પડે છે એમ સમજી નિજ હૃદયચક્ષુ ઉઘાડી ભવિષ્યનો વિચાર કરી જો સવેળા ચેતી, કંઇ ઉત્તમ ધર્મ સાધન કરી લેવામાં આવશે તો જરૂર પોતાનું ભવિષ્ય સુધરવા પામશે.

**ગૃહસ્થધર્મનાં મૂળ સૂત્રો.** આ ધર્મની સાધનામાટે પવિત્ર શાસ્ત્રકારોએ ગૃહસ્થાવસ્થામાં સુખપૂર્વક પાળી શકાય તેવા અધિકારપરત્વે જે વ્રત અનુષ્ઠાનો ઉપદેશેલા છે તે સંક્ષેપથી બતાવીએ છીએ.

૧. શુદ્ધ નિર્દોષ દેવ શ્રી જિન અરિહંત, શુદ્ધ નિર્દોષ ગુરૂ શ્રી નિર્ગ્રંથ-સાધુ અને શુદ્ધ નિર્દોષ ધર્મ શ્રી સર્વજ્ઞભાખિત જ શુદ્ધ શ્રદ્ધાથી માનવા યોગ્ય છે. બાકીના સદોષ (રાગાદિ દોષવાળા) દેવ, ગુરૂ અને ધર્મ તત્ત્વથી માનવા યોગ્ય નથીજ. જિનેશ્વર દેવે ભાખેલા શુદ્ધ પવિત્ર ધર્મમાં શંકા, કંખા કે ફળનો સંદેહ કરવા કશી જરૂરજ રહેતી નથી. કેમકે તે ભેદભાવ રહિત સર્વજ્ઞદેશિત છે.

૨. સહુ કોઇને સ્વજીવિત વ્હાલુંજ હોય છે, તે કોઇને દવલું હોતું નથી. તેથી સહુ જીવોની રક્ષા સ્વજીવિતની જેમ કરવી જોઇએ. જીવદયાવડેજ આપણે સુખી અને નીરોગી થઇ શકીએ છીએ.

૩. સત્યજ વચન વદવું એ ખરેખર મુખનું મડન ( ભૂષણ ) છે. સામાને પ્રિય અને હિતરૂપ થાય એવુંજ સત્ય વચન બોલવાથી સજ્જનો શોભી નિકળે છે. શાસ્ત્રનો મર્મ સમજ્યા વગર, બીજાને આપ મતે સમજાવવા જતા પગલે પગલે ' અસત્ય ' દોષ સેવાય છે.

૪. પૈસો અગિયારમો પ્રાણ લેખાય છે. બીજાનો પૈસો અનીતિથી હરી લેતા તેના પ્રાણ હરી લેવા જેવો દોષ લાગે છે. તેમ છતા પાછુ અનીતિનું દ્રવ્ય ટકતુ નથી, તેમજ અનીતિવત શુદ્ધ ધર્મ પામી શકતો નથી. તેથી ન્યાય-નીતિવડેજ દ્રવ્ય ઉપાર્જન કરવું. આહાર પ્રમાણે ઓડકાર આવે છે. ન્યાય દ્રવ્યથી સુબુદ્ધિ સૂઝે છે, તેનો ભલો ઉપયોગ થાય છે, તે લાંબો વખત ટકી શકે છે અને ધર્મમાર્ગ પણ મળે છે.

૫ આપણી માતા, બેન કે પુત્રી સાથે કુકર્મ કરનાર માટે કેવો વિચાર આપણને આવે ? ઘણોજ માઠો. તો પછી એવુંજ કુકર્મ કરવા ઇચ્છતા આપણેમાટે પણ સામાને ક્યાથી સારો વિચાર આવે ? નજ આવે તો પછી સ્વસ્ત્રી સિવાય અન્ય સ્ત્રી મોટી હોય તેને માતા સમાન, સરખી વયવાળી હોય તેને બેન સમાન અને લઘુવય હોય તેને સ્વપુત્રી સમાન લેખીએ તોજ સારૂ. તેથી સ્વપરને કેટલી બધી શાન્તિ થવા પામે ? બ્હેનોએ-સ્ત્રીઓએ પણ એજ રીતે પરપુરૂષને નિજ પિતા, બન્ધુ કે પુત્ર સમાનજ લેખવા જોઇએ. એથીજ વ્યવહારશુદ્ધિ થઇ શકશે વ્યવહારશુદ્ધિ વગરના માણસો પવિત્ર ધર્મ પામવા પોતે યોગ્ય જ ક્યાં છે ? પાત્રતા વગર પ્રાપ્તિ થઇ શકતી નથી.

૬. ગમે તેટલી સપદા છતા લોભી માણસ મમ્મણ શેઠની પેરે દુખીજ હોય છે અને અલ્પ ઋદ્ધિ છતા સતોષી માણસ પુણીઆ શ્રાવકની પેરે ઘણો સુખી હોય છે. એમ સમજી શાણાં સ્ત્રીપુરૂષોએ ઇચ્છાપ્રમાણ બાંધી સતોષવૃત્તિ સેવવીજ જોઇએ. અન્યથા લોભનો કઇ થોભ નથી અને ઇચ્છા પણ આકાશની પેરે અનતી

છે, તેથી તેનો પાર આવતોજ નથી. અનંત આશા-તૃષ્ણામાં દુઃખ દુઃખ ને દુઃખજ છે તેથી તે ત્યાજ્ય છે

૭. આજીવિકાદિક જરૂરી કારણે જવા આવવા જેટલી દિશા-ભૂમિની છૂટ રાખી, બીજી બધી દિશા-ભૂમિની રાવી આવતી અટકાવવા માટે ખાસ દિશા મર્યાદા બાધવી જોઇએ

૮ મહાપાપ આરંભવાળા ૧૫ કર્માદાનના વ્યાપારવડે વૃત્તિ-આજીવિકા બને ત્યાસુધી નહિ કરતા, અલ્પઆરંભવાળા ન્યાયયુક્ત વ્યાપારવડેજ વૃત્તિ-નિર્વાહ કરવો શ્રાવકને ઉચિત છે. ભોગોપભોગના સંબંધમા પણ ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેયનો વિવેક અવશ્ય સાચવવો યુક્ત છે થોડી, નિર્યમિત અને નિર્જીવ વસ્તુવડે સ્વનિર્વાહ કરી લેવો જોઇએ.

૯ જેમા પોતાનુ કે કુટુમ્બાદિકનુ હિત સમાયેલું ન હોય તેવી નકામી બાબતમા માથુ મારવુ, પાપોપદેશ આપવો, પાપાધિકરણ એકઠા કરી આપવા, પાપી હિંસારી જાનવર પાળવા, અસતીપોષણ કરવુ, કુ-વ્યસન સેવવા, કુસંગતિ કરવી, કામ ઉન્માદ જાગે એવા આસન સેવવા અથવા પુસ્તક વાચવા કે સાભળવા, જેથી અનેક જીવોનો વિનાશ થાય એવા પ્રમાદાચરણ સેવવા, નકામા યુદ્ધ કરવાં-કરાવવા, એ વગેરે અનર્થકારી બાબતોથી અનર્થદંડ થાય છે એમ સમજી સુજ્ઞોએ એનાથી પાછા ઓસરવુ.

૧૦. દરેક શ્રદ્ધાલુ શ્રાવક-શ્રાવિકાએ હરહમેશ જેમ સમતા ગુણની વૃદ્ધિ થાય તેમ શુદ્ધ ભાવથી સામાયિક, પ્રતિક્રમણ, પ્રભુદર્શન-પૂજા-સેવા-ભક્તિ, દેવવંદન, ગુરૂવંદન, શાસ્ત્રશ્રવણ-મનન-નિદિધ્યાસન, વિનય, વૈયાવચ્ચ, સત્સંગ, તીર્થયાત્રા, પ્રભાવનાદિક ઉત્તમ ધર્મકરણી સ્વકર્તવ્ય સમજીને જાતે કરવી, કરાવવી અને અનુમોદવી જોઇએ સમતા-સામાયિકનું તો વ્યસન પાડવુ ને વધારવુ.

૧૧ હરહમેશની ધર્મકરણી ઉપરાંત અષ્ટમી, ચતુર્દશી પ્રમુખ પર્વતિથિજોગે કંઈ સવિશેષ કરવા લક્ષ રાખવુ. વ્રત પચ્ચખાણ રૂચિથી આદરવા અને તે બરાબર પાળવાં ધર્મશાસ્ત્ર ચિત્ત દઇને વાચવાં યા સાભળવા, વળી બનતાસુધી ઉપવાસ આયબિલ, નીવી, એકાસણુાદિક તપ કરવો, શરીરસત્કાર તજવો, શુદ્ધ શીયલ પાળવુ, અને સર્વથા પાપવ્યાપારનો ત્યાગ કરવો. એ રીતે નિજ ગુણની પુષ્ટિ માટે પૌષધ કરવો છેવટે તેમાથી યથાશક્તિ કરણી તો પ્રમાદરહિત કરવા જરૂર ખપ કરવો એજ સાર છે

૧૨. ગૃહસ્થ શ્રાવક શ્રાવિકાનુ આ પણ એક ઉત્તમ કર્તવ્ય છે કે તેમણે ક્ષમાદિક દશ પ્રકારના યતિધર્મને પાળનારા, પાચ મહાવ્રતને ધારનારા, સસારની સઘળી ખટપટોથી દૂર રહેનારા સદાય સાવધાનપણે સમતા રસમા ઝીલનારા, અને નિર્દોષ ( પવિત્ર ) મોક્ષ માર્ગમા ચાલનારા નિગ્ર થ–મુનિ મહાશયોને નિર્દોષ ( પ્રાસુક–નિર્જીવ ) આહાર, પાણી, ઔષધ, ભેષજ, વસ્ત્ર, પાત્ર અને નિવાસસ્થનાદિ નમ્રભાવે નિઃસ્વાર્થપણે આપવાં અને તેમની પાસેથી અમૂલ્ય સદ્‌બોધ મેળવી તેને સાર્થક કરવો. પવિત્ર તીર્થાદિકની રક્ષા કરવી, જ્ઞાનવૃદ્ધિ કરવી, અને સ્વધર્મી બન્ધુઓને બનતી સહાય કરવી.

**ગૃહસ્થોએ સ્વધર્મની રક્ષા માટે પાળવાયોગ્ય પવિત્ર નિયમો.**

ઉપરના અનુષ્ઠાનો પાળવામાં મદદગાર થઇ શકે તે સારૂ કેટલાએક સામાન્ય નિયમો નીચે દર્શાવીએ છીએ. જે દરેક ગૃહસ્થોએ હમેશા નજરસન્મુખ રાખી વર્તવાથી ખરેખર પોતાનો ગૃહસ્થધર્મ ઉજવળ થઈ શકશે એ નિસંશય છે.

૧ સુશ્રાવક જનોએ ન્યાય–નીતિવાળા ગમે તે શુભ વ્યાપારાદિ વ્યવસાયવડે દ્રવ્ય ઉપાર્જન કરી આજીવિકા ચલાવવી, સ્વકુટુબનુ પોષણ કરવુ, માતપિતાદિની સેવાભક્તિ કરવી, નમ્રતા રાખવી,

કૃતજ્ઞ અને પરોપકારી થવુ, તથા લજ્જાળુ, દયાળુ, ગંભીર, અને નિષ્પક્ષપાતી જરૂર બનવુ.

૨ આવકના પ્રમાણમાજ ખર્ચ રાખવું, સ્વસ્થિતિ પ્રમાણેજ સંભાળીને ચાલવુ, ઇંદ્રિયદમન અને કષાયનિગ્રહ કરવા વધારે લક્ષ રાખવુ. જ્ઞાનીને પગલે પગલે ચાલવુ.

૩ સુખ-દુ:ખસમયે હર્ષ-ખેદ કર્યા વગર ઉદાર સિંહવૃત્તિ ધારવી, નીચવૃત્તિ આદરવી નહિ અને શ્વાન જેવા કરકણ થવુ નહિ.

૪ મદ-નીશો ચઢે એવુ કાંઇ ખાવુ-પીવુ નહિ, આળસુ-સુસ્ત થઇને બેસી રહેવુ નહિ. અને નકામી વાતોના તડાકા મારી કે પારકી કુથલી કરી કિંમતી વખત ગાળવો નહિ.

૫ શુદ્ધ દેવ અરિહંત, શુદ્ધ ગુરૂ સાધુ નિર્ગ્રંથ અને શુદ્ધ ધર્મ સર્વજ્ઞભાષિતજ છે એવી દૃઢ શ્રદ્ધા રાખી, તેનીજ સેવા ભક્તિ તન-મન-ધનથી કરવા કાયમ લક્ષ રાખવુ.

૬ શુદ્ધ દેવ ગુરૂની સેવા ભક્તિ ( દર્શન, વંદન, પૂજા, સ્તુતિ, સ્તવનાદિ ) પ્રસંગે શરીર, વસ્ત્ર, મન, ભૂમિ, પૂજોપકરણ, ન્યાયદ્રવ્ય અને વિધિ એ સાત પ્રકારની શુદ્ધિ કરવા ( સાચવવા ) ખાસ લક્ષ રાખવુ.

૭ શુદ્ધ દેવ ગુરૂની સેવા ભક્તિ તેમની પવિત્ર આજ્ઞાનું યથા-શક્તિ પાલન કરવાવડેજ સફળ થાય છે એમ સમજી કોઇ પણ પ્રકારના કુવ્યસનથી તો સદતર દૂરજ રહેવુ.

૮ માંસ, દારૂ, શિકાર, ચોરી, જુગાર, પરસ્ત્રી, અને વેશ્યા-ગમન એ સાત કુવ્યસનો ઉભયલોક વિરૂદ્ધ હોવાથી અતિ નિંદ્ય, અપજશકારી, કલેશકારી અને દુર્ગતિદાયક છે.

૯ જ્ઞાની ગુરૂરાજનો જોગ મેળવી, તેમની પાસેથી હિતોપદેશ સાંભળી, તે હૈયે ધારીને, કોઈ જીવને પ્રતિકૂળતા ઉપજે એવુ અનિષ્ટ

આચરણ કદાપિ નહિ કરતાં, જેથી આત્મકલ્યાણ થાય એવાં સદા-ચરણજ સેવવા સદાય લક્ષ રાખવું.

૧૦ રાત્રિભોજન, જમીનકંદ, (કંદમૂળ) રિંગણ, ભિંગણ, તુચ્છ અને અજાણ્યાં ફળ પ્રમુખ, બોળ અથાણું, વાસી ભોજન, કાચાં ગોરસ (દૂધ, દહીં કે છાશ) સાથે કઠોળ ભોજન, લગભગ વેળાએ વાળુ, દિવસ ઉગ્યા વગર ખાનપાન એ સઘળા વર્જ્ય છે. તેમજ જીવાકુળ વસ્તુ, બગડી ગયેલ (ચલિત રસ) ઘી, દૂધ, મેવો, મીઠાઇ વગેરે પદાર્થ, બે રાત્રિ ઉપરાતનું દહીં, ત્રણ દિવસ ઉપરાં-તની છાશ, કાચુ મીઠું, ગાળ્યા વગરનુ (અળગણ) પાણી અને દૂધ વગેરે બધુ હાનિકારક જાણીને વર્જવા યોગ્ય છે.

૧૧ ફાગણ શુદ ૧૪ પછી કાર્તક શુદ ૧૪ સુધી ખજૂર, ખારેક પ્રમુખ જીવાકુળ મેવો, આર્દ્રા નક્ષત્ર બેઠા પછીની આંબાની કેરી, કાચી અને ભ્રષ્ટ ખાડ વગેરે જીવાકુળ વસ્તુમાત્ર ભક્ષણ કરવા યોગ્ય નથી.

૧૨ આખા દિવસમાંથી બે ઘડી જેટલો વખત જરૂર બચાવીને શાસ્ત્રઅભ્યાસ, શાસ્ત્રવાચન, શ્રવણ, મનન પ્રમુખ અવશ્ય કરવું, અને પાપપ્રવૃત્તિ તજી સામાયિક, પ્રતિક્રમણ પ્રમુખ શુભ કરણી જરૂર કરવી

૧૩ પરનિંદા, ચાડી ચૂગલી, ક્લેશ અને પરને માઠા આળ દેવા પ્રમુખ દુષ્ટ આચરણથી સદતર દૂર રહેવુ. કુદેવ, કુગુરૂ અને કુધર્મના ફંદમા કદાપિ પડવુ નહિ.

૧૪ વર્ષમાં એકાદ પવિત્ર તીર્થની યાત્રા કરી, સંઘ સાધર્મી-જનોની સેવા કરી અથવા વિદ્યાદાન પ્રમુખ કોઈ સારૂં પરમાર્થનું કામ કરી સ્વજીવનની સફળતા કરવી.

૧૫ પરોપકારનાં કામ કરવા બનતું લક્ષ રાખવુ. સૂક્તમુક્તા-વળીમા ખાસ કહ્યુ છે કે—

" પરહિત કરવા જે, ચિત્ત ઉચ્છાહ ધારે,
પરકૃત હિત હૈયે, જે ન કાંઇ વિસારે;
પ્રતિહિત પરથી જે, તે ન વંછે કદાઈ,
પુરૂષ રયણ સોઇ, વંદિયે સો સદાઇ.
નિજ દુઃખ ન ગણે જે, પારકુ દુ ખ વારે.
તિહનણી બલિહારી, જાઇએ કોડી વારે;
જિમ વિષભર જેણે, ડંક પીડા સહીને,
વિષધર જિન વીરે, બૂઝવ્યો તે વહીને. "

તીર્થંકરો અને ગણધરો વગેરે આપ્તપુરૂષો જે આ માનવ-દેહની દુર્લભતા બતાવે છે તે આવી રીતે યથાશક્તિ ધર્મઆરાધન કરી લેવાના પવિત્ર હેતુથીજ. તે પ્રમાણે વર્તે તેમનો તો આ માનવ-દેહ એક ઉત્તમ ચિન્તામણિ રત્ન જેવો અમૂલ્યજ લેખવા યોગ્ય છે. અન્યથા શાસ્ત્રકાર કહે છે તેમ ધર્મના પ્રભાવે સુખસંપદા પામ્યા છતાં, જે એ ઉપકારી ધર્મનીજ અવગણના અનાદર કરે છે તે સ્વામીદ્રોહી ( ધર્મવિરાધક ) જીવનું ભાવિ શી રીતે સારૂં થઇ શકશે ? નહિજ થઇ શકે. એમ સમજી સુજ્ઞ ભાઈબ્હેનોએ પવિત્ર ધર્મઆચરણવડે આ માનવજીવનને સફળ કરી લેવા લગારે પ્રમાદ કરવો યુક્ત નથી. પ્રમાદરહિત જે નિજ હિત કરી લે છે તેજ પરહિત પણ કરી શકે છે ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ, તપ, સંયમ, સત્ય, શૌચ ( મન શુદ્ધિ-પ્રમાણિકતા ), નિસ્પૃહતા અને બ્રહ્મચર્યરૂપ ઉત્તમ સાધુધર્મ પામવાની ભાવના દિલમાં રાખીનેજ બની શકે તેટલું રૂડું સ્વાશ્રયી જીવન ગાળવું જોઇએ

દરેક ગૃહસ્થશ્રાવકોએ પોતાના જીવનમાં કરવા યોગ્ય કાર્યો સ્વાશ્રય ( Self Help ) થી થતી જોઇએ. હમેશા અનવરત ઉત્સાહ અને ખંતથી કરવાં " ખંતથી સદૂઉદ્યમ સેવનાર શીઘ્ર સ્વકાર્યસિદ્ધિ સહેજે સકળ સુખ સંપદા પામી શકે છે અને પોતાનું કાર્ય કરી શકે છે " એ

વાતના સમર્થન માટે થોડાએક પ્રમાણ વાક્યો ઉદ્દરીએ છીએ. **उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मी.**—શ્રીપાળકુમારની પેરે ઉદ્યમી પુરૂષરત્નને લક્ષ્મી વરે છે. ( પૂરૂષાર્થવત પુરૂષસિંહને લક્ષ્મી સહેજે આવી મળે છે. ) **एवं हि सर्वत्र गुणाभिधीयते** ગુણ-ગુણીનો સર્વત્ર આદર કરાય છે ( ગુણો સમ સર્વત્ર પૂજા સત્કારને પાત્ર થાય છે, પૂજાય છે અને મનાય છે ). **गुणा पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः**—ગુણી જનોમાના ગુણાજ પૂજા-પાત્ર છે કેવળ લિંગ અને વયજ પૂજાપાત્ર નથી. " કાયર જનો કંઈ પણ સત્કાર્ય પ્રતિજ્ઞાદિક ભંગ થવાના ભયમાત્રથી, આદરતાજ નથી; મધ્યમ જનો તેનો પ્રભાવ જાણી સાભળીને આદરે તો છે પણ કંઈ વિઘ્ન આવ્યે છતે તે તજી દે છે. ખરા દક્ષ—ડાહ્યા ચકોર જનો તો ગમે એવા વિઘ્ન આવ્યે છતે પણ આદરેલા સત્કાર્યને અંતસુધી નિર્વહે છેજ."

"પ્રથમ જ તપાસો કે તમે જે કાર્ય કરવા સંકલ્પ કર્યો છે તે ડહાપણ ભર્યો છે કે નહિ? અને જો તે સંકલ્પ દક્ષ એટલે ડહા-પણભર્યોજ હોય તો ગમે તેવા વિઘ્ન ઉપસ્થિત થાય તોપણ તેથી લગારે ડગશો નહિ—ચલાયમાન થાશો નહિ—તેમા અડગજ રહેજો." ધૈર્યપૂર્વક ખંત જારી રાખવાથી ગમે તેવા દુષ્કર કાર્ય પણ સાધી શકાય છે "ચાકરી વગર ભાખરી નથી" ઉદ્યમ કર્યા વગર ફળ મળવાનું નથી. જેવુ વાવશો તેવુ લણશો જેવુ મન ઘાલશો એવુ કમાશો. આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ. જાત-મહેનત ( Self Help ) ઉપરજ વિશેષ વિશ્વાસ રાખો, સ્વાશ્રયી બનો, બીજાના વિશ્વાસ ઉપર બેસી રહીને આલસ્યને વધારશો નહિ. "નિયમિત કાર્ય કરવાની ટેવથી બહુ સરલતા—અનુકૂળતા થવા પામે છે." તમારાં દરેક કાર્યમા બને તેટલા નિયમિત ( Regular ) થાઓ—થવા પ્રયત્ન કરો. સરલતાથી અને સારી રીતે કાર્ય કરવાની

એના જેવી બીજી કોઇ સરસ પદ્ધતિ નથી નિયમિત કાર્ય કરનારાઓ ગમે તેટલા કામ મજાથી કરે છે અને અનિયમિત કામ કરનારા એકાદ કામ કરવામા પણ નાસીપાસ થાય છે. " લક્ષ પૂર્વક નિયમિત કામ કર્યા પછી જે વિશ્રાન્તિ મળે છે તેમાજ ખરી મીઠાશ આવે છે. કેમકે તેથી આત્મ–સંતોષ પ્રાપ્ત થાય છે ( ચિત્ત પ્રસન્ન થાય છે ). " અનિયમિતપણે કામ કરનારને આત્મસંતોષને બદલે બહુધા બળાપો થયા કરે છે ( તેનુ ચિત્ત અપ્રસન્ન અને ઉદાસી રહ્યા કરે છે ). " નિયમિત કામ કરનારને નિજ કાર્યશક્તિમા શ્રદ્ધા બની રહે છે તેથી તે ધાર્યું કામ ઉત્સાહપૂર્વક સારીરીતે કરી શકે છે. તેથી ઉલટુ અનિયમિત કામ કરનારમા બને છે આ વાત સ્વાનુભવસિદ્ધ સમજી શકાય એવી છે પાત્રતાયોગે વસ્તુપ્રાપ્તિ થવામાં ઉદ્યમાદિની પણ જરૂર રહે છે. " કોઇ પણ અગત્યના કામ કરવા ઇચ્છનારે પ્રથમજ તેની યોગ્યતા મેળવવા મથન કરવુ જોઇએ. ( First Deserve and then Desire ). " યોગ્યતા પામી લેવાય તો કાર્યસિદ્ધિ સુલભ થવા પામે એ નિર્વિવાદ સિદ્ધ છે." કારણ વગર કાર્યની સિદ્ધિ થઇ શકેજ કેમ ? પુરૂષાર્થવડેજ સર્વ કંઈ કર્તવ્ય–કાર્ય સિદ્ધ થઇ શકે છે. પુરૂષાર્થને કંઇ પણ અસાધ્ય નથીજ માટેજ કહેવામા આવે છે કે ( Try, Try and Try ) ઉદ્યમ કરો, ઉદ્યમ કરો, ઉદ્યમ કરો. ઉદ્યમ કરવાવડેજ અંતરાય તૂટશે ઉદ્યમ કર્યા છતા તત્કાળ ફળપ્રાપ્તિ થવા ન પામે તો તેથી નિરૂત્સાહ થવુ નહિ. ધીરજ ધરીને ફળપ્રાપ્તિ થતાસુધી અડગ ઉત્સાહથી ઉદ્યમ કરી આગળ વધતા જવુ. એટલે અંતે ફળપ્રાપ્તિ અવશ્ય થશેજ. " ઉદ્યમ સાથે નસીબ યારી આપે છે તો તત્કાળ પણ ફળપ્રાપ્તિ થઇ શકે છે. " સતત ઉદ્યમ કર્યા છતાં ફળ ન મળે તોજ દૈવને દોષ દેવો, તે પહેલા દૈવને કે કાળને દોષ દઇ નિરૂદ્યમી બની બેસવુ નહિ. " યદ્યપિ કાળ, સ્વભાવ, ભાવીભાવ ( નિયતિ ),

પૂર્વકર્મ અને ઉદ્યમ એ પાંચ સમવાયિ કારણયોગેજ કોઇ પણ કાર્ય સિદ્ધ થાય છે, તોપણ તે સર્વમાં ઉદ્યમનેજ પ્રધાનપદ અપાય છે કેમકે તેના વડેજ બાકીના કારણોની ખાત્રી થાય છે અને ઇષ્ટ કાર્ય સિદ્ધિ થવા પામે છે. " નિજ નિજ કર્તવ્યપરાયણ જનો સુખી થાય છે અને તેમા બેદરકાર રહેનાર દુખીજ થાય છે એવુ સમજનારા સહુ સુજ્ઞ ભાઇબ્હેનોએ નિજ નિજ કર્તવ્યકર્મમા પૂરતું લક્ષ અવશ્ય રાખવુ જોઇએ. સહુમા સાધુઓનો તેમજ ગૃહસ્થોનો સમાવેશ થઇ જાય છે. " પોતપોતાના અધિકાર મુજબ સહુએ સ્વકર્તવ્ય કર્મ કરવાનાં હોય છે. તેની ઉપેક્ષા કરવાથી તેમને હાનિ સહવી પડે છે અને સ્વકર્તવ્યનિષ્ઠ રહેવાથી અંતે સકળ સુખસંપદા સ્વાધીન થઈ રહે છે. કોઈપણ કાર્ય સહસા કરવુ જોઇએ નહિ. વિવેકથી વિચારી કાર્ય કરનારને સહેજે સકળ સુખસંપદા આવી મળે છે. ગંભીર અને મહત્ત્વના કામ બહુ વિવેકથી અને ધૈર્યથી કરવા જોઇએ, તેમાં ફળપ્રાપ્તિ માટે ઉતાવળ કરવી નહિ. અધીરા થાવું નહિ. કેમકે કહ્યુ છે કે Patience and Persivearance overcome Mountains અર્થાત ધૈર્ય અને ખતથી ગમે તેવાં મહત્ત્વનાં કામ પણ પૂરાં કરી પાર પાડી શકાય છે. બાકી તે વગર તો Haste is Waste અતિ ઉતાવળ અને અધીરાઇ અતિ હાનિરૂપ નીવડે છે. શ્રીમાન્ આનંદઘનજી વગેરે આત્મજ્ઞાની પુરૂષો બોધે છે કે ' સેવનકારણ પહેલી ભૂમિકારે, અભય અદ્વેષ અખેદ. સેવા–ભક્તિ અને પરમાર્થપરાયણતા માટે પ્રથમજ ભય, દ્વેષ અને ખેદરૂપ દોષત્રયનો ત્યાગ કરવો જોઇએ જેમા પરિણામની ચંચળતા (અસ્થિરતા) વર્તે એજ ભય, અરૂચિ એજ દ્વેષ અને એવી ઉત્તમ પ્રવૃત્તિ કરતાં થાકી જવાય એજ ખેદ. સતત અભ્યાસયોગે સ્થિતિપરિપાક થયે છતે એ દોષત્રય વિલય પામે છે, અને આંતરદૃષ્ટિ ખુલ્લે છે. પછી ગુણમણિનિધાન રૂપ સંતમહંતને

પિછાની, તેમનો પરિચય કરી, સ્વચિત્તશુદ્ધિ કરી શકાય છે, જેથી સઘળી કરણી સફળ થઇ શકે છે અને એ રીતે અવંચક મન વચન કાયાથી કરાયેલી અવંચક કરણીવડે, અવંચક ફળરૂપ ઉત્તમોત્તમ મોક્ષ સુખ પણ પ્રાપ્ત થઇ શકે છે. ઇતિશમ્

**લેખક, સદ્ગુણાનુરાગી મુનિરાજશ્રી કર્પૂરવિજયજી.**



## અમારા તરફથી પ્રગટ થયેલાં પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| + | ૧ | સુમતિ અને ચારિત્રરાજનો સંવાદ. | ૦-૩-૦ |
| | ૨ | નવપદ માહાત્મ્ય. આવૃત્તિ બીજી. | ભેટ |
| + | ૩ | કામઘટ કથા પ્રબંધ. ” | ૦-૧-૦ |
| | ૪ | પર્યુષણ પર્વ માહાત્મ્ય. ” | ૦-૮-૦ |
| + | ૫ | કર્મગ્રન્થ સાર્થ ભા. ૪ ભેગા પાકુપુંઠું. | ૦-૬-૦ |
| | ૬ | સંગીત પુષ્પમાળા. ” | ૦-૨-૦ |
| | ૭ | દ્વાદશ વ્રત પૂજા અર્થ અને દ્રષ્ટાંત યુક્ત | ૦-૮-૦ |

---

+ આ નીશાનીવાળા ગ્રન્થો સીલકમાં નથી દરેક પુસ્તકનું પોસ્ટ ખર્ચ અલગ સમજવું.

મળવાનું ઠેકાણું.

શ્રી જૈન યુવક મંડળ.

મુ૦ સાણંદ.

જીલ્લે-અમદાવાદ.

બાળ બ્રહ્મચારિણી સાધ્વીજી શ્રીશીવશ્રીજી મહારાજ.



| જન્મ | દિક્ષા. | દેહોત્સર્ગ. |
|---|---|---|
| સંવત ૧૯૦૮ | સંવત ૧૯૨૬ | સંવત ૧૯૮૦ |

# બાળબ્રહ્મચારિણી સાધ્વીજીમહારાજશ્રી શિવશ્રીનું

# જીવનચરિત્ર.

જે કેટલીએક વ્યક્તિઓ આંગળીના ટેરવે ગણાય તેટલી

૧ પૂર્વપરિચય. સાંસારિક બેડીમાં જકડાયાવિના કૌમારાવસ્થામાંથી પરબારો દીક્ષાસસ્કારનો લ્હાવો લેઈ આજીવનદીર્ઘબ્રહ્મચર્યવ્રત ધારણ કરી સ્વપરસેવાવ્રતને જીંદગીનું ધ્યેય બનાવવા ભાગ્યશાળી થયેલી હશે તેમાં આ પ્રખ્યાત સાધ્વીનું નામ મૂકતા ખરેખર સર્વને હર્ષોદ્રેક થશે. તેમનો જન્મ ગુર્જર દેશના ચુવાળ વિભાગમાં વીરમગામ તાલુકાના રામપુરા ગામમાં શ્રાવક કુળમાં દશાશ્રીમાળી જ્ઞાતિના શા. ઝુમખરામ સધજીભાઈને ત્યાં તેમની પત્ની અંબાબાઈની કૂખે સવત ૧૯૦૮ માં........થયો હતો ને તેમનુ નામ શિવબાઈ પાડવામા આવ્યું હતું. શિવબાઈને કુબેર, ધનજી ને ત્રિભુવન નામના ત્રણ ભાઈઓ અને પરમ, જેકોર અને પરસન એ નામની ત્રણ બ્હેનો હતી. તમના પિતા ઝુમખરામ સુખી તેમજ કુટુબવત્સલ હોઈ તેમની તરફનું તથા બહોળા કુટુંબનું સાંસારિક આકર્ષણ હોવા છતાં શિવબાઈને બાલ્યાવસ્થાથીજ ધર્મના સુદર સંસ્કારો મળે તેવા અનેક અનુકૂળ કારણો પ્રાપ્ત થયાં. તેમના કુટુંબમાં પરપરાગત સ્વાભાવિક ધાર્મિક સસ્કારની જડ અને સુસાધ્વીઓનો સમાગમ તથા શ્રદ્ધા, નમ્રતા અને વિનય આ સહજ ગુણોનું અસ્તિત્વ;

આ બધામા ન્હાનપણુથીજ પ્રકરણાદિનો ધાર્મિક અભ્યાસ કરવાની જાગૃત થયેલી વૃત્તિ પણ પૂર્ણ થઈ એટલે તેમની ચિત્તવૃત્તિ બધાં સાસારિક આકર્ષણોને હડસેલી ધર્મ અને વૈરાગ્યવાસનાના પટથી દિનપ્રતિદિન રગાવા માંડી.

**૨ ચતુર્થવ્રતસ્વીકાર.**

અનુકૂળતાના પ્રસગમાં પણ સાસારિક સુખોપભોગનો થોડો ઘણો પણ અનુભવ કરી લેવાની સર્વગ્રાહી ઈચ્છા શિવબાઈને સપડાવી ન શકી એ ખરેખર આશ્ચર્યકારક છે. વૈરાગ્યવાસનાનો વિકાસ થતા સંસારનુ સ્વરૂપ ભાવી પોતાની જીદગી આત્મહિતમાં ગાળવાની તેમને ઉત્કટ ઈચ્છા થઇ અને તે ઈચ્છા પરિપૂર્ણ થવામા પરપરાગત ધર્મશ્રદ્ધાના બીજ પોતાના માતાપિતામાં હોવાથી તેમના તરફની આગ્રહી આનાકાનીનો વિઘ્નભય નડે એવી શિવબાઈને ચિતા નહોતી. સવત ૧૯૨૪ ની સાલમાં શ્રીમતી સાધ્વીશ્રી જડાબશ્રીની પ્રખ્યાત વિદુષી શિષ્યા સાધ્વી જયશ્રી રામપુરા પધાર્યા હતા. તેમના સમાગમમાં શિવબાઈ પોતાના અભ્યાસ અને વૈરાગ્યમાં દૃઢતર બન્યા તે અર-સામા શિવબાઈની માતા અવસાન પામવાને લીધે તેમના પિતા ઝુમખરામના ધર્મસિચિત હૃદયમાં ચતુર્થવ્રત અગીકાર કરવાની ઇચ્છા ઉત્પન્ન થવાથી પોતાના ઈતર કુટુબીઓ ઉગરચંદભાઈ તથા ઉત્તમભાઇની સાથે ચતુર્થ-વ્રત અગીકાર કરતા તેમની સાથે શિવબાઈ—આ લઘુ વયની બાલાએ આ અમૂલ્ય અવસરનો લાભ નહિ જવા દેતાં કિશોરાવસ્થામા તેજ ચતુર્થ ( પૂર્ણબ્રહ્મચર્ય ) વ્રત અંગી-કાર કરી પોતાનુ દૃઢ મનોબલ વ્યક્ત કર્યું. ખરેખર ! આ સમયે કેટલાએ હૃદયોમા આ કિશોરીએ આશ્ચર્ય અને

ચમત્કારની લાગણીઓ ઉત્પન્ન કરી હશે ! એ સમયજ રામપુરાના જૈનોને માટે વતનો હતો. જૈનસમાજમા રોહિણી, પચમી, એકાદશી, બારવૃત પ્રમુખ અનેક વ્રતો મહોત્સવ-પૂર્વક ઉચ્ચરવામાં આવ્યા હતા એ સમય રામપુરાના ઇતિ-હાસમા પુણ્યસ્મરણ તરીકે થયો.

" મને સદ્‌ગુરૂનો સમાગમ સારો મળ્યો છે માટે દીક્ષાની આજ્ઞા આપો મારો સમય વ્યર્થ ન જવા દો " આવા પોતાની નાની ઉમરની બાળાના નમ્ર અને વૈરાગ્યવા-સિત શબ્દોચ્ચારથી કયા પુત્રીવત્સલ પિતાની ચક્ષુઓ આર્દ્ર ન થાય ? ઝુમખરામ શેઠ પોતાની બાળાનાં બાલ્યાવસ્થાનાં સંસ્કાર અને ભાવનાથી પરિચિત હતા. એટલે પુત્રીની ઉક્ત વિનતિ બાષ્પાર્દ્રનેત્રે સ્વીકારી પુત્રીની સાથે સાધ્વીજી જયશ્રી પાસે જઇ તેમને ચાતુર્માસ સ્થિરતા કરવા વિજ્ઞપ્તિ કરી. પણ ગુરૂવર્યની આજ્ઞાના અભાવે ચાતુર્માસ નહિ રહેતા તેઓ અન્યત્ર વિહાર કરી ગયા.

### ૩ ચારિત્ર-દીક્ષાસંસ્કાર.

સંવત ૧૯૨૧ ના સાલમાં સેંકડો જિનમંદિરોથી સુશોભિત ગુજરાતના પ્રાચીન પાટનગર પાટણ શહેરમા પરમ ક્રિયાપાત્ર, શાંતમુદ્રાધારી, સચ્ચારિત્રચૂડામણિ મુનિમહારાજ શ્રીમદ્ રવિસાગરજી અને તેમના શિષ્યો મુનિશ્રીશાંતિસાગરજી, મુનિશ્રી ગુણસાગરજી અને મુનિશ્રીમણિસાગરજી એ ચાર ઠાણાં વિરાજતા હતાં. સાધ્વીજી જયશ્રી, સાધ્વી દેવશ્રી, સાધ્વી દાનશ્રી અને સાધ્વી ભાવશ્રી એ ચાર ઠાણાં પણ તે વખતે ત્યાં પધારેલા હતાં. પુત્રીથી પ્રેરાયેલા શિવબાઇના પિતા પાટણ જઈ સાધ્વીજી જયશ્રી પાસે શિવબાઈને દીક્ષા

આપવાસારૂ રામપુરા પધારવા આમત્રણ કર્યું પણ તેઓએ ત્યાં આવવાની પોતાની અશક્તિ જણાવવાથી દિનાનુદિન શિવબાઇની વૃદ્ધિ પામતી ઉત્કટ દીક્ષાભાવનાને તૃપ્ત કરવા શિવબાઇને લેઇને ગુમખરામ શેઠ સ્વકુટુંબસહિત પોતે પાટણ આવ્યા શ્રીમાન્ રવિસાગરજી મહારાજની પાસે જઇ શિવબાઈની દીક્ષાના મુહૂર્ત-નિશ્ચયની શિવબાઇના પિતાએ વિનતિ કરી ત્યારે ગુરૂમહારાજની પાસે પરિવરેલો જનસમુદાય ખરેખર આશ્ચર્ય અને હર્ષમા ગરકાવ થઈ ગયો ગુરૂમહારાજના મુખમાથી પણ ગભીરધ્વનિપૂર્વક સહેજે ઉદ્ગાર નીકળી પડયા કે અહો ! આ લઘુવયની બાલા કૌમારાવસ્થામાં દીક્ષાગ્રહણ કરવાને માટે તૈયાર થઇ છે અને સંસારની મોહિનીમા લિપ્ત નહિ થતાં સસારની પ્રબળ અનિત્યતા જાણી દીક્ષાગ્રહણ કરે છે તો તેને ખરેખર ધન્ય છે !

જેઠ વદિ દશમીના દિવસે સત્તર વર્ષની વયે શ્રીમદ્ રવિસાગરજી મહારાજના હસ્તથી શ્રીમતી સાધ્વી જડાબશ્રીની શિષ્યા જયશ્રીના નામથી ચતુર્વિધસઘસમક્ષ શિવબાઇએ ભારે ઉત્સાહ અને વૈરાગ્યપૂર્વક દીક્ષા અગીકાર કરી અને ગુરૂમહારાજે તેમની દીક્ષાવસ્થાનું નામ “ શિવશ્રી ” પાડયું. આ દીક્ષામહોત્સવવખતે તેમના પિતાએ પોતાની લક્ષ્મીનો ઉચિત વ્યય કરી લ્હાવો લીધો. ( પાટણના શ્રીમાન્ શ્રાવક નાગરભાઇ, વાડીલાલભાઈ આદિ સદ્ગૃહસ્થોએ પણ પોતાની લક્ષ્મીનો સદુપયોગ કર્યો )

સસારના વાયરાનો જેણે બિલ્કુલ અનુભવ કર્યો નથી એવી કોમળ કાયાવાળી એક તરૂણી સસારત્યાગમય દુષ્કર

અને ભીષ્મ પંચમહાવ્રતના સ્વીકાર રૂપ દીક્ષા અંગીકાર કરે એ દૃશ્ય પત્થરને પણ રડાવવાને પૂરતું છે તો આ પુત્રીવત્સલ પિતા શિવબાઇની દીક્ષાસમયનુ દૃશ્ય જોવાને કેટલું મનોબળ એકઠું કરી શકે ? ખરેખર ! તેમના પિતાના નેત્રોમાંથી ચોધાર અશ્રુપાત થવા લાગ્યો અને બીજાઓને પણ તેવીજ અસર થઇ. આવી તરૂણાવસ્થામા આવુ દુષ્કરવ્રત અંગીકાર કરનાર પુત્રી કે આવી તરૂણ અને ફુટતી નવજુવાનીનો દર્પ દળી નાખવાને યત્ન કરતી પુત્રીને કઠીન દીક્ષા અંગીકાર કરાવનાર પિતા આ બંનેની પ્રશસા કરી ઉચિત ન્યાય આપવાનું કોનાથી બની શકે તેમ છે ? આવા વિરલ આત્માઓને હાર્દિક ધન્યવાદનો એક શબ્દ સમર્પી આપણે આપણુ કર્તવ્ય સમાપ્ત થયેલુ ગણીશું. ઝુમખરામ શેઠે સાધ્વીજી જયશ્રીને નમ્રતાપૂર્વક વિજ્ઞપ્તિ કરી કે મારી લઘુવયની બાળાએ ચારિત્રગ્રહણ કરેલ છે તો તેના નિર્દૂષણ ચારિત્રનો નિર્વાહ કરવો તમારા હાથમાં છે. માતાપિતાનો ધર્મ છે કે પોતાના પુત્રપુત્રીઓ ચારિત્રગ્રહણ કરે તો તેના ધર્મગુરૂઓને ઉચિત ભલામણ કરવી જોઇએ. પુત્રીને પણ હિતશિક્ષા આપતાં કહ્યું કે તમારા પૂજ્ય ગુરૂણીની આજ્ઞાનુ પ્રતિપાલન કરવુ. નિર્દૂષિત સંયમને સાવધાનતાપૂર્વક આરાધવુ કારણકે સંયમમાર્ગ વહન કરવો અતિ દુષ્કર છે.

**૪ વીરમગામમાં વડીદીક્ષા.**

દીક્ષાનો એકમાસ વ્યતીત થયા પછી જેકોરબાઇ નામની એક શ્રાવિકા બાલ્યાવસ્થાથીજ સ્ત્રીઓની સ્વભાવજન્ય ધર્મશ્રદ્ધાને લેઇને ધર્મથી સંસ્કારિત હૃદયવાળી હોવાથી શ્રાવિકાવર્ગને સાથે લેઇને વીરમગામથી પાટણ પગે ચાલતાં

શ્રીમદ્રવિસાગરજી મહારાજના વંદન નિમિત્તે આવી. મુનિરાજના વૈરાગ્યમય ઉપદેશામૃતનુ પાન કરી આ યુવાન શ્રાવિકાનુ મન પીગળી ગયુ અને સંસારની પ્રબળ અનિત્યતા દૃઢ થવાથી મહારાજશ્રીપાસે વીશ વરસની ભર યુવાવસ્થામા સધવા છતાં ચતુર્થવ્રત અંગીકાર કર્યું વીરમગામ પાછા આવ્યા બાદ બનેલી ઘટના પતિને નિવેદન કરી. પતિએ પણ યુવાવસ્થામાં સસારવાસનાનો સમૂળ ત્યાગ કરનારી ધર્મપત્નીના પાતિવ્રત્ય અને વૈરાગ્યને અત કરણપૂર્વક પ્રશસ્યા આ જેકોરબાઇ મૂળ ખેડાના વતની હતા તેમનો જન્મ સંવત ૧૯૦૬ ની સાલમા જેઠ શુદિ પૂનમના દિવસે થયો હતો. તેમના માતાપિતાએ અગીઆર વર્ષની લઘુવયમા તેમના લગ્ન કર્યાં હતા તેમના પતિ છગનલાલને વીરમગામમા અવલ કારકુનની નોકરી હતી એટલે હાલ તેઓ વીરમગામમાં પોતાનુ નિવાસસ્થાન કરી રહ્યા હતા. સૌભાગ્યવતી જેકોરબાઇ ઉપર પ્રમાણે વૈરાગ્યવાસના પૂર્વક ચતુર્થવ્રત ગ્રહણ કર્યાબાદ પોતાના પતિને સન્માર્ગે દોરવાને નિરતર વૈરાગ્યવચનો સભળાવતા હતા એટલે તેમના પતિ છગનલાલ ભદ્રકપરિણામી હોવાથી તેમણે પણ ચતુર્થવ્રત ગ્રહણ કર્યું ધન્ય છે આવી સન્નારીઓને કે જે પોતાના પતિને સન્માર્ગે દોરી સસારગર્તમા પડવા દેતી નથી.

સાધ્વીજી શિવશ્રીનુ પ્રથમ ચાતુર્માસ સવત ૧૯૨૬ ની સાલમાં પોતાની ગુરૂણીજી સાથે પાટણમા થયુ. ચોમાસું ઉતર્યા બાદ તેમની ગુરૂણી જયશ્રી નવદીક્ષિતા સાથે શ્રી મદ્રવિસાગરજી મહારાજની આજ્ઞા પ્રમાણે વિચરતા હતા. તે તેમની

આજ્ઞા પ્રમાણે અનુક્રમે શિવશ્રીને સાથે લેઇ વીરમગામ પધાર્યા. શ્રી મફરવિસાગરજી મહારાજ પણ સંવત ૧૯૨૭ ની સાલમાં પરિવાર સહિત વીરમગામ પધાર્યા હતા. એ સમયે તેમની પાસે સાધ્વી શિવશ્રીએ વડીદીક્ષાના યોગવહન કર્યા અને સંવત ૧૯૨૭ ના માહ શુદિ પાંચમના દિવસે ચતુર્વિધ સંઘસમક્ષ સારા મહોત્સવપૂર્વક તેમને વડીદીક્ષા આપવામાં આપી.

ગુરૂવર્યનો યોગ ઘર બેઠાં પ્રાપ્ત થયો એટલે શ્રાવક છગનલાલ અને તેમની ધર્મપત્ની શ્રાવિકા જેકોરબાઇ કે જે બન્નેએ ઉપર મુજબ ચતુર્થ વ્રત તો અત્યાર આગમચનુ ગ્રહણ કર્યું હતુ તેમણે ગુરૂસમીપે ચારિત્ર-ગ્રહણ કરવાની પોતાની ઉત્કટ અભિલાષા જણાવી. મહારાજશ્રીએ આ દંપતીનો સાચો વૈરાગ્ય અને ભદ્રિક ભાવ જોઈ દીક્ષા આપવાની હા પાડી. જેકોરબાઇને વયોવૃદ્ધ માતા, એક ભાઇ અને એક બહેન હતાં. પોતાની વયોવૃદ્ધ માતાને મહામહેનતે અનેક રીતે સમજાવીને દીક્ષાની સંમતિ લીધી. શ્રાવક છગનલાલ તથા શ્રાવિકા જેકોરબાઈ આ દંપતીએ પોતાની લક્ષ્મીના શુભોપયોગ પૂર્વક શ્રીમફરવિસાગરજી મહારાજના હસ્તથી સંવત ૧૯૨૭ ના સાલમાં વૈશાખ શુદિ ૭ ના દિવસે મહોત્સવપૂર્વક પૂર્ણ વૈરાગ્યથી દીક્ષા લીધી. શ્રાવક છગનલાલનું નામ શ્રીમફરવિસાગરજી મહારાજના શિષ્ય તરીકે મુનિશ્રી કલ્યાણ-સાગરજી સ્થાપ્યું ને શ્રાવિકા જેકોરબાઇનુ નામ સાધ્વીજી જડાબશ્રીની શિષ્યા જયશ્રીની શિષ્યા તરીકે સાધ્વી હેતશ્રી સ્થાપવામા આવ્યું. આવો દીક્ષાનો અવસર વીરમગામમાં

અપૂર્વ હોવાથી તે સમયે જૈનજનતામાં ઘણો આનંદ વર્તી રહ્યો હતો. શેઠ કસ્તુરગાંધી, વીરજી વાલજી, નથુ મોરાર, ટોકર દેશાઈ, આદિ સદ્ગ્રહસ્થોએ આ પ્રસગે પોતાની લક્ષ્મીનો સદુપયોગ કર્યો હતો. સાધ્વીજી હેતશ્રી જન્મથી શાન્તગુણી હતા અને વિનય તથા આજ્ઞાંકિતપણાથી યુક્ત હતા. આ નવદીક્ષિતા સાધ્વીઓ શિવશ્રી તથા હેતશ્રી એ બન્નેએ પોતાની વિદુષી ગુરૂણી જયશ્રી પાસે શાસ્ત્રાભ્યાસ કરવાનો મળેલો યોગ સુંદરરીતે સાર્થક કર્યો અને પોતાનામા રહેલા સદ્ગુણોની સાથે વિદ્વત્તાનો ઉમેરો કરી દીક્ષાપર્યાયને ખરેખર ઉજ્જવળ કર્યો એમ કહ્યા સિવાય રહી શકાતુ નથી. શ્રીમદ્રવિસાગરજી મહારાજે સવત ૧૯૨૭ ની સાલનુ ચોમાસુ અમદાવાદમા કર્યું. સાધ્વીજી જયશ્રીજી પણ દેવશ્રી, દાનશ્રી, ભાવશ્રી અને આ બે નવદીક્ષિતા સાધ્વીઓ શિવશ્રી અને હેતશ્રી સાથે અમદાવાદ ચોમાસું કરવા પધાર્યા હતા અને સવત ૧૯૨૮ની સાલમા કાર્તિક વદિ ૩ ના દિવસે મુનિરાજશ્રી કલ્યાણસાગરજીને સાણદમા તથા સાધ્વી હેતશ્રીને સઘસમક્ષ મહારાજ સાહેબે વડીદીક્ષા અમદાવાદમા આપી

**૫ શાસ્ત્રાભ્યાસ.**

નવદીક્ષિતા સાધ્વી શિવશ્રીને શાસ્ત્રાભ્યાસ કરવાનો સુયોગ પ્રાપ્ત થયો, જેના ફળરૂપે પોતે પ્રતિભાશાળી હોવાથી સસ્કૃત ભાષાનો સારો અભ્યાસ કરી તે ભાષાના અનેક ધાર્મિક ગ્રથો વાંચેલા છે. કેટલાંએક સૂત્રોનો પણ તેઓએ અભ્યાસ કરેલો છે. કર્મગ્રથ વગેરે દ્રવ્યાનુયોગનો વિષય પણ તેઓએ સારીરીતે હસ્તગત કર્યો હતો. સવત ૧૯૫૭ ની સાલમા સુરતમા બીરાજતા

શાન્તમુદ્રાધારી, ક્રિયાનિષ્ઠ તપસ્વી મુનિરાજશ્રી સિદ્ધિવિજયજી ( હાલના આચાર્યશ્રી વિજયસિદ્ધિસૂરીશ્વરજી ) કે જેઓ તે વખતે પંન્યાસજી ચતુરવિજયજી પાસે પંન્યાસ પદવીના યોગ વહન કરતા હતા અને તેમના હસ્તથી તેજ સાલમાં અનેક પ્રકારે મહોત્સવ અને સાધર્મિક વાત્સલ્યાદિથી તેમને પંન્યાસપદવી સમર્પણ કરવામાં આવી હતી તેમની પાસે સાધ્વીરત્ન શિવશ્રીએ ઉત્તરાધ્યયન તથા આચારાગસૂત્રના યોગ વહન કર્યાં હતાં. પોતાના ચિરકાળના દીક્ષાપર્યાયમા કેટલાએક સિદ્ધાતો ગુરૂવર્યદ્વારા અને કેટલાંએક સિદ્ધાતો સ્વય વાચ્યા હતા જેનું ટિપ્પણુ નીચે પ્રમાણે વાંચવાથી તેમના બહોળા અભ્યાસનો ખ્યાલ આવી શકશે.

| | | |
|---|---|---|
| ૧ આચારાગ | ૯ નદિસૂત્ર | ૧૭ ઉત્તરાધ્યયન |
| ૨ સ્થાનાગ | ૧૦ સૂયગડાગ | ૧૮ દશવૈકાલિક |
| ૩ સમવાયાંગ | ૧૧ જ્ઞાતાધર્મકથા | ૧૯ પિંડનિર્યુક્તિ |
| ૪ ભગવતી | ૧૨ પ્રશ્નવ્યાકરણ | ૨૦ સેનપ્રશ્ન |
| ૫ ઉપાસકદશાગ | ૧૩ અતકૃતદશાદિત્રય | ૨૧ હીરપ્રશ્ન |
| ૬ ઔપપાતિક | ૧૪ જીવાભિગમ | ૨૨ જંબુદ્વિપપ્રજ્ઞપ્તિ |
| ૭ પ્રજ્ઞાપના | ૧૫ ઓઘનિર્યુક્તિ | ૨૩ કમ્મપયડી |
| ૮ આવશ્યક | ૧૬ અનુયોગદ્વાર | ૨૪ પચસગ્રહ |

ઇત્યાદિ અનેક સિદ્ધાંતો તથા અન્ય પણ જૈનસાહિત્યનુ સારી રીતે અવલોકન કર્યું હતુ. વર્તમાનમાં આવી વિદુષી સાધ્વી થવા પ્રાય. ઓછો સભવ છે.

૬ મુનિમહારાજ શ્રીમફરવિસાગરજી મહારાજના શુદ્ધ ચારિત્રપાલન અને બીજા અનેક ગુણોની છાપ તે-

વિહાર. ઓના સંબંધમા આવનારાઓપર પણુ પડતી. તેમના પરિવારના સાધુસાધ્વીઓ ઉપર તેમના ચારિત્રાદિ

ઉત્તમ ગુણોની સુંદર છાપ પડેલી હતી. જૂદે જૂદે સ્થળે વિહાર કરતા તેમના વિદ્વાન્ શિષ્ય-પ્રશિષ્યો તેમની આજ્ઞાપૂર્વક વિહાર કરી ઉત્તમ રીતે ચારિત્રનું પાલન કરતા હતા. ચાતુર્માસ કોણે ક્યાં કરવુ તે તેઓ પોતે ફરમાવતા અને તે મુજબ તેમનો પરિવાર ચાતુર્માસ રહેતો. ચાતુર્માસ કરવામાં શિષ્યની મરજી પૂછાવવાનો રીવાજ નહિ રાખતા દ્રવ્ય-ક્ષેત્ર -કાળ-ભાવ જોઈ પોતાને ઉચિત લાગે તે પ્રમાણે તેઓશ્રી આજ્ઞા કરતા, અને તે આજ્ઞાનુ પાલન તેમનો શિષ્યસમુદાય અનન્ય ભાવથી કરતો શ્રાવક-શ્રાવિકાને દીક્ષા આપવાની હોય તો તે પણ તેમની આજ્ઞાપૂર્વક અપાતી અને નામસ્થાપન તેમની આજ્ઞાપૂર્વક થતું હતુ આ પ્રમાણે સાધ્વીજી શિવશ્રી પણ જ્યારે જ્યારે વિહાર કરવાનો હોય તે અગાઉ શ્રીમદ્દરવિસાગરજી મહારાજની આજ્ઞા મેળવી તેમની આજ્ઞાપૂર્વક વિહાર કરતા અને જે સ્થળે ચાતુર્માસ રહેવાની આજ્ઞા આપે તે સ્થળે ચાતુર્માસ રહેતા. શ્રાવિકાઓને દીક્ષા આપવાની બાબતમા પણ તેમની આજ્ઞાપૂર્વક તેઓ વર્તતા હતા શિવશ્રીના પચાવન વર્ષ જેટલા લાબા સમય સુધીનું નિર્દૂષણ ચારિત્રજીવન નીચે પ્રમાણેની ચતુર્માસ સ્થિરતામા વિભક્ત થાય છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| પાટણ | ૪ | પાલીતાણા | ૪ | પાલનપુર | ૧ |
| અમદાવાદ | ૧૨ | સુરત | ૮ | રાધનપુર | ૧ |
| મહેસાણા | ૪ | માડલ | ૩ | ભાવનગર | ૧ |
| વીરમગામ | ૩ | રામપુરા | ૯ | ભરૂચ | ૧ |
| | | વીજાપુર | ૧ | ... ... ... | ૨ |

૫૪ ચાતુર્માસ.

સંવત ૧૯૪૦ ની સાલમા તેમની પૂજ્યપાદ ગુરૂણીજી
૭ જયશ્રીને પગે વાળાનો વ્યાધિ થયો હતો.
**જીવનચર્યા.** તેમણે છ માસ સુધી વિશેષત. માંદગી ભોગવી છેવટે દેહ ત્યાગ કરી સ્વર્ગ પામ્યા તે સમયે તેમની વીનયવતી સાધ્વીઓ દાનશ્રી-શિવશ્રી તથા હેતશ્રી વગેરેએ અત્યંત ભક્તિથી તેમની વૈયાવચ્ચ ઉઠાવી તેમને સમાધિપૂર્વક. નિજ્જામણા ( ધર્મારાધના ) કરાવી હતી આવી રીતે સાધ્વીજી શિવશ્રી વિનય-વૈયાવચ્ચ આદિ ગુણોથી યુક્ત હતા તથા તેઓમાં શાન્તગુણ પ્રધાનપણે વર્તતો હતો. પોતાના સહવાસમાં રહેનાર સાધ્વીઓ ચારિત્રમા અને જ્ઞાનમાં પ્રતિભાશાળી કેમ નીવડે તેની તેઓ હમેશા કાળજી રાખતા હતા. પોતાના વિહાર દરમીઆન પોતાના સહવાસમાં આવનાર શ્રાવક-શ્રાવિકાઓને ધર્મમાર્ગમાં આગળ વધવાને બોધ આપી તેઓને સારી રીતે ધર્મપ્રવૃત્તિનાં કાર્યોમાં જોડવાને ચૂકતા નહોતા. ચાતુર્માસમા શ્રાવક શ્રાવિકાઓને સુબોધ આપી તેઓ શુદ્ધ શ્રાવક ધર્મને લાયક કેમ બને તેના માટે યોગ્ય ઉપદેશ આપતા તથા તેમના લાયક ધર્મ-કથાઓ રાસ તથા સિદ્ધાતોનું વિવેચન કરી તેમનામા ધર્મ-પ્રેમ જગાડવાનો મુગ્ધમંત્ર પ્રેરતા. તેમના ઉપદેશથી કેટલા-એક ગામોમાં શ્રાવક વર્ગનો કુસંપ દૂર થયો હતો. તેમના ઉપદેશામૃતસિંચન કાર્યથી શ્રાવિકાઓએ ધર્મની ઉન્નતિ અને પ્રભાવનાનાં અનેક સુકૃત્યો કરેલા છે તેમનાં જે ઠેકાણે ચાતુર્માસ થયેલાં છે તે સ્થળની શ્રાવિકાઓ તેમનામા રહેલા ઉત્તમ ગુણોના આકર્ષણથી પ્રેરાઈ તેમના ગુણાનુવાદ કરતી હતી. એક વખતે પાલીતાણામાં ચાતુર્માસ રહેલા મહુંમ

ન્યાયાંભોનિધિ શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી ( અપર નામ આત્મારામજી મહારાજ ) એ પણ તેમના શુદ્ધ ચારિત્રપાલનની સુંદર પ્રશંસા કરી હતી અને જણાવ્યું હતુ કે સાધ્વી શિવશ્રીજી તથા હેતશ્રીજી એ બન્ને અચ્છી સાધ્વીઓ છે

વયોવૃદ્ધ સાધ્વીશ્રી હેતશ્રીને તેમના દીક્ષાવૃદ્ધ ગુરૂબ્હેન શિવશ્રી ઉપર અત્યંત રાગ હતો અને તેમના ગુરૂબ્હેનને ગુરૂતુલ્ય માન આપી દરેક બાબતમાં તેમની સલાહપૂર્વક વર્તન કરતા હતા બન્ને વચ્ચેનો ધર્મસ્નેહ અદ્દભુત હોઈ બન્ને સગી બ્હેનો હોય તે પ્રમાણે રહેતા હતા. એક બીજાના પરિવાર પ્રત્યે સહાનુભૂતિવાળા હતા અને બન્નેમાં પરિવારની ભિન્નતાના વિચાર બિલકુલ નહોતા આ બન્ને ગુરૂબ્હેનો શાસનની પ્રભાવના કરવામા અને શ્રાવિકાસમુદાયને સન્માર્ગે દોરવામા ખાસ લક્ષ્ય આપતા અને શ્રાવિકાવર્ગપણ તેમની અનુજ્ઞા પ્રમાણે વર્તતો હતો.

સાધ્વીજી શિવશ્રી પોતાના સમયનો મોટો ભાગ સ્વાધ્યાયમા વ્યતીત કરતા હતા. અને તેમની શિષ્યા–પ્રશિષ્યાઓનો સમય પણ પઠન–પાઠનાદિમા વ્યતીત કરાવતા હતા. તેઓશ્રીનો સમુદાય વર્તમાનમાં વિદ્વત્તાથી વિભૂષિત તરીકે પકાય છે. તેઓનો વિનીત સમુદાય તેમની અન્તાવસ્થા સુધી તેમના પ્રત્યેક વચનને આદરપૂર્વક માન આપી મસ્તકપર ચઢાવતો હતો એજ સ્થિતિ બની રહે તે અભીષ્ટ છે.

**૮ પરિવાર.**

સાધ્વીજી શિવશ્રીમા રહેલા ઉત્તમ સુંદર ગુણોથી આકર્ષાઈ કેટલીક શ્રાવિકાઓએ તેમની પાસે ચારિત્ર અગીકાર કરેલ છે તેમનું વશવૃક્ષ તેમના મૂળ ગામ સાથે આ પ્રમાણે છે.




ઉપર પ્રમાણેના તેમના પરિવાર પૈકી કેટલીએક સાધ્વીઓનો સંક્ષિપ્ત પરિચય નીચે આપીએ છીએ.

સાધ્વી શિવશ્રીજીની શિષ્યા તિલકશ્રી વિદુષી અને પ્રશાન્તા તરીકે હાલ પ્રખ્યાત છે તેઓ મૂળ રાધનપુરના વતની હોઇ તેમની સંસારાવસ્થાનું નામ રૂખીબાઇ હતું. રૂખીબાઈ ઘણાજ વૈરાગ્યવાન અને ધર્મશ્રદ્ધામા દૃઢ હોઇ સધવા છતાં સાધ્વીજી શિવશ્રી રાધનપુર પધાર્યાં તે સમયે

તેમના પરિચય અને ઉપદેશથી પોતાને ચારિત્રગ્રહણ કરવાની પ્રબલ ભાવના ઉત્પન્ન થતા પતિની આજ્ઞા મેળવી શીપોરમા બીરાજતા પન્યાસજી પ્રતાપવિજયજીના હસ્તથી સારા ઉત્સાહપૂર્વક સંવત ૧૯૫૪ ની સાલમા માગશર શુદિ દશમીના દિવસે શિવશ્રીની શિષ્યા તરીકે દીક્ષા અંગી-કાર કરી. તેમના દીક્ષામહોત્સવપ્રસંગે તેમના મોશાળ વર્ગનાએ લક્ષ્મીનો યોગ્ય વ્યય કર્યો હતો.

સાધ્વી હેમશ્રી મૂલ સુરતના વતની પૂર્વાવસ્થામા દયાકુવર નામ ધરાવતા હતા. દયાકુંવર પોતે ધનાઢય અને ખાનદાન કુટુંબના હતા, પણ બાલ્યાવસ્થામાં વૈધવ્ય પ્રાપ્ત થવાથી તેઓ પોતાનો સમય સારી સારી સાધ્વીઓના સમાગમમા અને અભ્યાસમા નિર્ગમન કરતા હતા. સંવત ૧૯૬૨ ની સાલમાં સાધ્વી તિલકશ્રી વગેરે સુરત પધાર્યા તે સમયે તેમના વૈરાગ્યમય ઉપદેશથી દયાકુંવરને ચારિત્રગ્રહણ કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. તે સમયે રાધનપુરના વતની શ્રાવિકા મણિબાઇ સધવા ને ન્હાની ઉમરના હોવા છતાં વૈરાગ્યવાળા હોઈ સુરત આવ્યા હતા સંવત ૧૯૬૨ ની સાલમાં વૈશાખ શુદિ છઠના દિવસે મુનિરાજ શ્રીમૂલચંદજી મહારાજના શિષ્ય પન્યાસ કમલવિજયજી મહારાજના હસ્તથી આ બન્ને બાઇઓએ દીક્ષા અંગીકાર કરી. દીક્ષા-મહોત્સવ પ્રસંગે તેમના માતાપિતાએ લક્ષ્મીનો ઉચિત વ્યય કર્યો હતો. અને ઉજમણું સાધર્મિકવાત્સલ્ય આદિ અનેક પ્રકારથી તે પ્રસંગ ઉજવળ બન્યો હતો. દયાકુંવરનું નામ તિલકશ્રીની શિષ્યા તરીકે હેમશ્રી અને મણિબાઈનું

નામ સુમતિશ્રીની શિષ્યા તરીકે લાવણ્યશ્રી સ્થાપન કરવામાં આવ્યુ હતુ. સાધ્વીજી તિલકશ્રીની પ્રશિષ્યા રંજનશ્રી અમદાવાદના વતની કડીઆ પોળના રહીશ સદ્‌ગૃહસ્થ શા- અમૃતલાલની સુપુત્રી હતા. તેમનુ પૂર્વાવસ્થાનું નામ વિમળા હતુ. વિમળાનો વિવાહ એક ખાનદાન કુટુબમા કર્યો હતો પરતુ સંસારની મોહજાળમા નહિ ફસાતા વિમળાને લઘુ- વયમા સંસારનો અસારતા ભાસી. પોતાના કુટુબીએના અનેક હાવભાવને વશ નહિ થતા પોતાના કુટુબને દૃઢતા- પૂર્વક જણાવ્યું કે મારા માતુઃશ્રી ચારિત્ર ગ્રહણ કરશે તો હું પણ તેમની સાથે અવશ્ય ચારિત્ર ગ્રહણ કરીશ પોતાની માતુશ્રી સાથે સુરત જઈ સાધ્વીજી શિવશ્રીની પ્રશિષ્યા હેમશ્રીની શિષ્યા તીર્થશ્રીની શિષ્યા તરીકે સવત ૧૯૭૩ ની સાલમાં વૈશાખ સુદિ ૧૩ ના દિવસે શ્રીમદ્‌સાગરાનદ સૂરી- શ્વરજીના હસ્તથી અગીઆર વર્ષની લઘુવયમા દીક્ષા લેઇ ભવ- જલનિધિના ભયંકર વિસ્તારને પાર પામવા કટિબદ્ધતાપૂર્વક ત્યાગપ્રવહણનું આલંબન લીધું. અત્યારે અઢાર વર્ષની વયવાળા રજનશ્રી સુદર જ્ઞાનાભ્યાસથી સજ્જિત ચારિત્રનિર્વાહ કરે છે.

સાધ્વીજી શિવશ્રી પોતાની જીદગીના અતિમભાગ-

૯ માં છેલ્લા આઠ માસથી વિશેષ માદગી

**અંતિમાવસ્થા.** ભોગવતા હતા, પરંતુ પોતે કર્મનું સ્વ- રૂપ સારી રીતે અવલોકન કરેલું તેથી અશાતાવેદનીને પોતાના જ્ઞાનબલની સહાયથી સમભાવે ભોગવતા હતા. સંવત ૧૯૮૦ ની સાલમા જેઠ શુદિ પાચમના દિવસે પ્રાતઃકાલે સાત વાગતાં સાધ્વીજી શિવશ્રી સમાધિપૂર્વક રાજનગરમાં કાળધર્મ

પામ્યા. આ સમયે તેમના વયોવૃદ્ધ ગુરૂબ્હેન સાધ્વીજી હેતશ્રીજી તથા તેમની વિદુષી શિષ્યા તિલકશ્રીજી તથા તેમની પ્રશિષ્યા વગેરે સમુદાય વૈયાવચ્ચાદિ કાર્ય સંપૂર્ણ રીતે ઉઠાવી લેઇ તેમને સમાધિપૂર્વક નિર્જામણા કરવામાં સહાયભૂત થયો હતો

૧૦ ઉપસંહાર

જૈનસંઘમાં સાધ્વીસમુદાય એક અગત્યનું અંગ છે તે ધારે તો પોતાના ગુણો અને વિદ્વત્તાથી સ્ત્રીવર્ગને સુધારવામાં અને એ રીતે જૈનશાસનની અભ્યુન્નતિ સાધવાના ભગીરથ કાર્યમાં અમૂલ્ય અને સુંદર ફાળો આપી શકે તેમ છે. આથી સાધ્વી શિવશ્રી જેવા સુંદર રત્નો સાધ્વીસમુદાયમાં પ્રગટે એવી આકાંક્ષા જૈનકોમનું હિત હૈડે ધરાવનાર પ્રત્યેક વ્યક્તિમાં અવશ્ય હોયજ. અમે આશા રાખીએ છીએ કે બાલબ્રહ્મચારિણી સાધ્વી શિવશ્રીનો જ્ઞાનાભ્યાસી સમુદાય તેમના પગલે ચાલી સમયને માન આપી સ્ત્રીસમાજમાં જડ ઘાલી રહેલા અજ્ઞાન-મિથ્યાત્વ-ઈર્ષ્યા-કુસંપ-નિંદા અને અનિષ્ટ રૂઢિઓનો નાશ કરવા પ્રયત્ન કરી શાસનશોભામાં વૃદ્ધિ કરશે અને ચારિત્રનિર્વાહમાંથી જે કાંઈ સમય બચે તેનો જૈનકોમની ઉન્નતિઅર્થે ઉપયોગ કરશે.

લો૦ પ્રસિદ્ધ કર્ત્તા.



श्री सिद्धचक्राय नमो नमः

# શ્રી નવપદ માહાત્મ્ય.

અને

# વિશસ્થાનકાદિક વર્ધમાન તપ ગુણ વર્ણનમ્.

મંગલાચરણરૂપ.

## શ્રી પાર્શ્વજિન સ્તવન

( રચનાર—મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી )

( રાગ ધમાલ–ફાગ )

ચિદાનંદઘન પરમ નિરંજન, જનમનરંજન દેવ, લલના;
વામાનંદન જિનપતિ થુણિએ, સુરપતિ જસ કરે સેવ,
મનમોહન જિનજી ભેટિએ હો. એ આંકણી.
જાઇ જૂઈ ચંપક કેતકી, દમણો ને મચકુંદ, લલના;
કુંદ ઈંદુ રૂચિ સુંદર જોડી, પૂજિયે પાસજિણંદ. મન૦ ૨

કેસર ઘોળી ઘસી ઘન ચંદન, આનંદન ઘનસાર લલના;
પ્રભુકી પૂજા કરો મન રંગે, પાઇયે પુન્ય-સફાર.[1] મન૦ ૩
અંગે ચંગી આંગી બનાવી, અલંકાર અતિ સાર, લલના;
દ્રવ્ય સ્તવ વિધિ પૂરણ વિરચી, ભાવિએ ભાવ ઉદાર. મન૦ ૪
પરમાતમ પૂરણ ગુણ પ્રત્યક્ષ, પુરૂષોત્તમ પરધાન, લલના;
પ્રગટભાવ પ્રભાવતી વલ્લભ,[2] તું જયો સુગુણનિધાન. મન૦ ૫
જો તુજ ભક્તિ–મોરી[3] મુજ મન,–વન વિચરે અતિ ચિત્ત, લલના;
દુરિત–ભુજગમ[4] બંધન ત્રુટે, તો સઘળો જગમિત્ત. મન૦ ૬
તુજ આણા–સુરવેલી મુજમન,–નંદનવન જિહાં રૂઢ, લલના;
કુમતિ–કદાગ્રહ કંટકશાખી,[5] સંભવે નહિ તીહાં ગૂઢ. મન૦ ૭
ભક્તિરાગ તુજ આણારાધન,[6] હોય ચક્ર સંચાર, લલના;
સહસ અઢાર અંગ રથ ચાલે, વિઘન રહિત શિવધાર. મન૦ ૮
ગુરૂ ઉપદેશે જો મુજ લાગ્યો, તુજ શાસનકો રાગ, લલના;
મહાનંદપદ ખેંચ લહેગો,[7] જ્યું અલિ કુસુમ પરાગ. મન૦ ૯
બાહિર મન નિકસન[8] નહિ ચાહત, તુજ શાસનમે લીન, લલના;
ઉમગનિમગ[9] કરી નિજપદ રહેવે, જ્યું[10] જલનિધિ, જલમીન. મન૦
ઓરનકી ગિણતી નવિ પાવુ, જો તું સાહેબ એક, લલના;
ફૂળ–વાસના દઢ નિજ મનકી, જ્યુ અવિચલપદ ટેક. મન૦ ૧૧

---

૧ વિશાલ–અનર્ગલ. ૨ પ્રાણપ્રિય. ૩ મયૂરી (મોરલી). ૪ પાપ–સાપ ૫ કાંટાવાલા–રૂખડા ૬ આજ્ઞાપાલન. ૭ જેમ ભમરો ફૂલના રસને. ૮ નીકળવા. ૯ ગમે તેમ. ૧૦ સમુદ્ર–જળના મચ્છ.

મુજ તુજ શાસન અનુભવકો રસ, ક્યું કરી જાણે લોગ ? લલના;
અપરિણીત[1] કન્યા નવિ જાણે, જ્યું સુખ દૈત[2] સ યોગ. મન૦૧૨
તુ સાહેબ હું સેવક તેરો, એ વ્યવહાર વિભાગ, લલના;
નિશ્ચય નયમત દોનું બિચ્ચે, હે નહિં ભેદકો લાગ મન૦૧૩
મન વચનાદિક પુદ્ગલ ન્યારો, ન્યારો સકળ વિભાવ, લલના;
શુદ્ધ દ્રવ્ય ગુણ પર્યાય ઘટના, તુજ સમ શુદ્ધ સ્વભાવ. મન૦ ૧૪
તુ ઘટ અંતર પ્રગટ બિરાજે, જ્યુ નિર્મલ મણિકાન્ત, લલના;
બાહિર ઢુંઢત મૂઢ ન પાવે, જ્યું મૃગમદ[3] મૃગ ભ્રાન્ત[4]. મન૦૧૫
ગુણઠાણાદિક ભાવે મિશ્રિત, સબમાંહે તુજ અંશ, લલના;
ખીરનીર જ્યું ભિન્ન કરત હે, ઉજ્વળ અનુભવ હંસ. મન૦૧૬
આતમજ્ઞાન દશા જબ જાગી, વૈરાગી તુજ જ્ઞાન, લલના;
સો પાવે જ્યું રત્નપરીક્ષા, પેખત રત્ન પ્રધાન. મન૦ ૧૭
પુન્યપ્રકૃતિ દેવનકો કારણ, મૂઢ લહે નહિ ધર્મ, લલના;
જ્યુ પીરો કોઈ અંધ ન માને, લહત ન અંતર મર્મ. મન૦૧૮
ગંધ રૂપ રસ ફરસ વિવર્જિત, ન ધરે તિહાં સંઠાણ, લલના;
અણઅવતાર અશરીર અવેદી, તું પ્રભુ શુદ્ધ પ્રમાણ મન૦૧૯
કેવળજ્ઞાન દશા અવલોકે, લોકાલોક પ્રમાણ, લલના;
દર્શન વીર્ય ચરણ ગુણધારી, સેવત સબ અહિઠાણ. મન૦૨૦
સત્તા શુદ્ધ અરૂપી તેરી, નહિં જગકો વ્યવહાર, લલના,
કહા કહીએ કછુ કહત ન આવે, તું પ્રભુ અલખ અપાર. મન.૨૧

---

૧ અવિવાહિત ૨ દંપતીના સંજોગનું સુખ. ૩ કસ્તૂરી. ૪ ભ્રમિત થયેલો મૃગલો

દ્વીપ ચંદ્ર રવિ ગ્રહગણ કેરો, જિહાં પસરત નહિ તેજ, લલના;
તિહાં એક તુજ ધામ બિરાજે, નિર્મલ ચેતન સ્હેજ.[1] મન૦૨૨
આદિ રહિત અજરામર નિર્ભય, વ્યાપક એક અનંત, લલના,
શુદ્ધ પ્રકૃતિ અકષાય અમાયી, તુ પ્રભુ બહુ ગુણવંત. મન.૨૩
તું માતા તું ત્રાતા ભ્રાતા, પિતા બંધુ તુ મિત્ત, લલના,
શરણ તુંહિ તુજ સેવા કીજે, દૃઢ કરી તનુ વચ ચિત્ત. મન ૨૪
પાસ આશ પૂરો અબ મોરી, અરજ એક અવધાર, લલના;
શ્રી નયવિજય વિબુધ પાય સેવક, જસ કહે ભવજલ તાર. મન૦૨૫

પ્રગ્રાહક, શાન્તમૂર્તિ મુનિરાજશ્રી કર્પૂરવિજયજી.

---

૧ સહજ-નિરૂપાધિક



# ॐ अर्हँ श्री सिद्धचक्राय नमः ॥

## શ્રી નવપદ પ્રકરણું

(સંક્ષિપ્ત વ્યાખ્યા સહિતં.)

**अरिहाइनवपयाइं, झाइत्तुं[1] हिययकमलमज्झंमि ।**
**सिरिसिद्धचक्कमाहप्पं[2], मुत्तमं किंपि जंपेमि १**

શ્રી અરિહંતાદિક નવપદને હૃદયકમળમાં ધ્યાયી શ્રી સિદ્ધચક્રનું ઉત્તમ માહાત્મ્ય હું સંક્ષેપથી કહું છું. ૧

**भो भो महाणुभावा, दुलहं लद्धुण माणुसं जम्मं ।**
**खित्तकुलाइपहाणं, गुरुसामग्गिं च पुन्नवसा[3] २**
**पंचविहं पमायं, गुरुयावायं वज्जिउं झत्ति ।**
**सद्धम्मकम्मविसये, समुज्जमो होइ कायव्वो ३**

ભો ભો મહાનુભાવો ! આ દુર્લભ મનુષ્ય જન્મ, ઉત્તમ ક્ષેત્ર, ઉત્તમ કુલાદિક તેમજ સદ્ગુરૂની સામગ્રી પુન્ય યોગે પામી, મહાહાનિકારક પંચવિધ પ્રમાદને શીઘ્ર તજી સદ્ધર્મ-કર્મને વિશે તમારે સારી રીતે ઉદ્યમ કરવો જોઇએ. ૨-૩

---

१ ध्यात्वा. २ माहात्म्य. ३ पुण्यवशात्.

सो धम्मो चउभेओ, उवइट्ठो सयलजिणवरेहिं ।
दाणं सीलं च तवो, भावोत्तिय तस्सिमे भेया ४

તે ધર્મ સર્વ જિનેશ્વરોએ દાન, શીલ, તપ અને ભાવ એ ચાર ભેદે કરી ચાર પ્રકારનો ઉપદિશેલો છે. ૪

तत्थवि भावेण विणा, दाणं नहु सिद्धिसाहणं होइ।
सीलंपि भावविहलं, विहलं चिय होइ लोगंमि ५

તેમાં પણ ભાવ વિના દાન સિદ્ધિદાયક થતુંજ નથી. તેમજ ભાવ વિનાનું શીલ પણ જગમાં જરૂર નિષ્ફળ થાય છે. ૫

भावं विणा तवोवि हु, भवोहवित्थारकारणं चेव।
तम्हा निय भावुच्चिय, सुविसुद्धो होइ कायव्वो ६

ભાવ વિના તપ પણ સંસારની વૃદ્ધિજ કરે છે, તે માટે પોતાનો ભાવજ સુવિશુદ્ધ કરવો જરૂરનો છે. ૬

भावोवि मणो विसओ, मणंच अइदुज्जयं निरालंबं
तो तस्स नियमणत्थं, कहियं सालंबणं झाणं ७

ભાવ પણ મનસંબદ્ધ છે અને આલંબન વિના મન અતિ દુર્જય છે, તેથી તેને નિયમમાં રાખવા માટે સાલંબન (આલંબનવાળું) ધ્યાન કહેલુ છે. ૭

आलंबणाणि जइवि हु, बहुप्पयाराणि संति सत्थेसु
तहवि हु नवपयझाणं, सुपहाणं बिंति जगगुरुणो ८

१ तस्यामी.

યદ્યપિ અનેક પ્રકારનાં આલંબન શાસ્ત્રમાં વખાણ્યાં છે, તથાપિ નવપદ ધ્યાનજ મુખ્ય છે એમ જિનેશ્વરો કહે છે. ૮

अरिहं सिद्धायरिया, उवज्झाया साहुणो य सम्मत्तं।
नाणं चरणं च तवो, इय पयनवगं मुणेयव्वं ॥९॥

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સમ્યક્ત્વ, જ્ઞાન, ચારિત્ર અને તપ, એ નવપદ જાણવાં. ૯



## " નવપદ સંક્ષિપ્ત સ્વરૂપ ગર્ભિત ધ્યાનોપદેશ. "

---

**तत्थरिहंतेऽठारस,–दोसविमुक्के विसुद्धनाणमए ।**
**पयडियतत्ते नयसुर,–राए झाएह निच्चंपि ॥१०॥**

એ નવ પદમાં પ્રથમ પદે અષ્ટાદશ દોષ વિમુક્ત થયેલા, વિશુદ્ધ જ્ઞાનથી ભરેલા, તત્ત્વ પ્રકાશક અને સુરરાજ વંદિત એવા શ્રી અરિહંત ભગવાનનું તમે નિરંતર ધ્યાન કરો.૧૦

**पनरसभेयपसिद्धे, सिद्धे घणकम्मबंधणविमुक्के ।**
**सिद्धाणंतचउक्के, झाएह तम्मयमणा सययं ॥११॥**

બીજે પદે સકળ કર્મ બંધનથી વિમુક્ત થયેલા અને અનંતજ્ઞાન, દર્શન, ચારિત્ર તથા વીર્યરૂપ અનંત ચતુષ્ટય સંપ્રાપ્ત થયેલા એવા ૫ંદર ભેદે પ્રસિદ્ધ સિદ્ધ ભગવાનનું સદા તન્મયપણે ધ્યાન ધરો. ૧૧

**पंचायारपवित्ते, विसुद्ध सिद्धंत देसणुज्जुत्ते ।**
**परउवयारिक्कपरे, निच्चं झाएह सूरिवरे ॥ १२ ॥**

ત્રીજે પદે પંચાચાર વડે પવિત્ર, સર્વજ્ઞ દેશિત વિશુદ્ધ-સિદ્ધાંત સંબંધી દેશના દેવામાં ઉજમાળ અને પરોપકાર કરવામાં સદા તત્પર એવા સૂરિવરનું નિરંતર ધ્યાન કરો. ૧૨

गणतित्तिसुं निउत्ते, सुत्तत्थज्झावणंमि उज्जुत्ते ।
सज्झाए लीणमणे, सम्मं झाएह उज्झाए ॥१३॥

ચતુર્થ પદે ગચ્છની સંભાળ કરવામાં સદા સાવધાન, સૂત્રાર્થનું અધ્યાપન કરવામાં ઉજમાળ અને સ્વાધ્યાય ધ્યાનમાં લીન મનવાળા શ્રી ઉપાધ્યાય મહારાજનું સમ્યગ્ ધ્યાન ધરો. ૧૩

सव्वासु कम्मभूमिसु, विहरंते गुणगणेहिं संजुत्ते ।
गुत्ते मुत्ते झाएह, मुणिराए निट्ठियकसाए ॥१४॥

સર્વ કર્મભૂમિયોમાં વિચરતા અનેક ગુણ ગણે કરી સંયુક્ત, ત્રણ ગુપ્તિએ ગુપ્ત અને નિષ્પરિગ્રહી એવા નિષ્કષાયી મુનિમહારાજોનું પંચમપદે ધ્યાન કરો. ૧૪

सव्वन्नुपणीयागम,–पयडियतत्तत्थसद्दहणरूवं ।
दंसणरयणपईवं, निच्चं धारेह मणभवणे ॥ १५ ॥

છઠ્ઠે પદે સર્વજ્ઞ પ્રણીત આગમમાં કહેલા જીવાદિક તત્ત્વાર્થને વિશે શ્રદ્ધાન લક્ષણ દર્શનરૂપી રત્નદીપકને નિરંતર મનમંદિરમાં સ્થાપો. ૧૫

जीवाजीवाइपयत्थ,–सत्थतत्तावबोहरूवं च ।
नाणं सव्वगुणाणं, मूलं सिक्खेह विणएणं ॥ १६ ॥

---

१ शास्त्रेषु. २ चिन्तासु.

સાતમે પદે જીવાજીવાદિક પદાર્થ સમૂહના યથાર્થ અવબોધરૂપ જ્ઞાનને સર્વ ગુણોના મૂળ કારણભૂત જાણીને વિનય બહુમાનવડે ભણો. ૧૬

**असुहकिरियाण चाओ[1], सुहासु किरियासु जोय अपमाओ ।**
**तं चारित्तं उत्तम गुण,–जुत्तं पालेह निरुत्तं[2] ॥१७॥**

આઠમે પદે અશુભ ક્રિયાઓના ત્યાગરૂપ અને શુભ ક્રિયાઓમાં આદરરૂપ ઉત્તમ ગુણયુક્ત ચારિત્રને યથાર્થ પાળો.૧૭

**घणकम्मतमोभरहरण,–भाणुभूयं दुवालसंगधरं ।**
**नवरमकसायतावं, चरेह सम्मं तवोकम्मं ॥१८॥**

નવમે પદે આકરાં કર્મરૂપી અંધકારને હરી લેવા સુર્ય સમાન દ્વાદશવિધ ( બાર પ્રકારના ) તપને કષાય તાપ રહિતપણે રૂડી રીતે સેવો. ૧૮

**एयाइं नवपयाइं, जिणवरधम्मंमि सारभूयाइं ।**
**कल्लाणकारणाइं, विहिणा आराहियव्वाइं ॥ १९ ॥**

આ પ્રમાણે ઉપર બતાવેલા નવે પદો જિનેશ્વર પ્રભુએ કહેલા ધર્મમાં સારભૂત છે, અને આરાધન કરનાર ભવ્ય જનોને કલ્યાણકારી છે તેથી તે યથાવિધ આરાધવા યોગ્ય છે.૧૯

---

१ त्यागः २ निरुक्तं.

एहिं नवपएहिं, सिद्धं सिरिसिद्धचक्कमाउत्तो ।
आराहंतो संतो, सिरिसिरिपालुव्व लहइ सुहं॥२०॥

એ નવ પદોવડે નિષ્પન્ન એવા શ્રી સિદ્ધચક્રને ઉપયોગ યુક્ત આરાધનાર પ્રાણી શ્રી શ્રીપાળકુમારની પેરે સુખ-સમાધિ પામે છે. ૨૦



## नवपद विशेष गुण–वर्णनम्.

---

### 'પ્રથમ શ્રી અરિહંત પદ વર્ણનમ્'

---

**सेसतिभवेहिं मणुएहिं, विहियारिहाइठाणेहिं ।**
**अज्जिज्जइ जिणगुत्तं, ते अरिहंते पणिवयामि॥२१॥**

શેષ ત્રણ ભવ રહેતા મનુષ્યભવે અરિહંતાદિક વિશ સ્થાનક (તપ) નું આરાધન કરીને જેમણે તીર્થંકરનામકર્મ ઉપાર્જ્યું છે તે અરિહંતોને હું પ્રણમુ છુ ૨૧

**जे एग भवंतरिया, रायकुले उत्तमे अवयरंति ।**
**महसुमिणसूइयगुणा, ते अरिहंते पणिवयामि॥२२॥**

છેલ્લે ભવે ઉત્તમ રાજકુળમાં ચાૈદ મહાસ્વપ્નોવડે સૂચિત ગુણવાળા જે અવતરે છે તે અરિહંતોને હુ પ્રણામ કરૂ છુ. ૨૨

**जेसिं जम्ममि महिमं, दिसाकुमारीओ सुरवरिंदा य ।**
**कुव्वंति पहिट्ठमणा, ते अरिहंते पणिवयामि॥२३॥**

જેઓના જન્મ સમયે ૫૬ દિક્કુમારીઓ અને ૬૪ દેવનાયકો આવીને પ્રમુદિત મનથી જન્મ–ઉત્સવ કરે છે તે અરિહંતોને હું પ્રણામ કરૂં છુ. ૨૩

**आजम्मंपिहु जेसिं, देहे चत्तारि अइसया हुंति।**
**लोगच्छेरयभूया, ते अरिहंते पणिवयामि ॥ २४ ॥**

જન્મથી માંડીને જેમના દેહમાં લોકને આશ્ચર્યકારી એ-વા ચાર અતિશયો હોય છે તે અરિહંતોને હું પ્રણમુ છુ. ૨૪

**जे तिहुनाणसमग्गा, खीणं नाऊण भोगफलकम्मं।**
**पडिवज्जंति चरित्तं, ते अरिहंते पणिवयामि॥२५॥**

જેઓ ત્રણ જ્ઞાને સહિત છતા, ભોગાવળી કર્મને ક્ષીણ થએલુ જાણી ચારિત્રરૂપ નિવૃત્તિ માર્ગને આદરે છે તે અરિ-હંતોને હું પ્રણામ કરૂ છુ. ૨૫

**उवउत्ता अपमत्ता, [1]सियझाणा खवगसेणिहयमोहा**
**पावंति केवलं जे, ते अरिहंते पणिवयामि ॥२६॥**

ચારિત્ર ધર્મમાં સદા ઉપયોગી અને અપ્રમત્ત છતા નિ-ર્મળ ધ્યાનથી ક્ષપકશ્રેણી ઉપર આરૂઢ થઇ મોહને હણી જે કેવળ લક્ષ્મી વરે છે તે અરિહંતોને હું પ્રણમુ છું. ૨૬

**कम्मक्खयया तह सुर,-कयाय जेसिं च अइसया[2] हुंति**
**एगारस गुणवीसं, ते अरिहंते पणिवयामि ॥२७॥**

કર્મના ક્ષયથી ૧૧ અને દેવકૃત ૧૯ અતિશયો જેમને હોય છે તે અરિહંતોને હું પ્રણામ કરૂં છું. ૨૭

---

१ सित–शुक्लध्यानाः २ अतिशयाः

**जे अट्ठ पाडिहारेहिं, सोहिया सेविया सुरिंदेहिं ।**
**विहरंति सयाकालं, ते अरिहंते पणिवयामि॥२८॥**

અષ્ટ પ્રાતિહાર્યો વડે શોભિત અને સુરનાયકો વડે સેવિત જે સદાકાળ વિચરે છે તે અરિહંતોને હું પ્રણમું છું. ૨૮

**पणतीस गुणगिराए, जेय विबोहं कुणंति भव्वाणं**
**महिवीढे[1] विहरंता, ते अरिहंते पणिवयामि॥२९॥**

પૃથ્વીપીઠ ઉપર વિચરતા છતાં ૩૫ ગુણયુક્ત વાણીવડે જે ભવ્યજનોને વિબોધે છે તે અરિહંતોને હું પ્રણામ કરૂ છુ.૨૯

---

## ' દ્વિતીય શ્રી સિદ્ધ પદ વર્ણનમ્ '

---

**अरिहंता वा सामन्न,–केवली अकयकय समुग्घाया**
**[2]सेलेसीकरणेणं, होऊणमजोगीकेवलिणो ॥३०॥**
**जे दुचरमंमि समये, दुसयरि पयडिओ तेरसय चरमे**
**खविऊग सिवं पत्ता, ते सिद्धा दिंतु मे सिद्धिं॥३१॥**

કેવળી સમુદ્ઘાત કરેલા કે નહી કરેલા અરિહંતો કે સામાન્ય કેવળીઓ શૈલેશીકરણ વડે અયોગીકેવળી થઇ આયુષ્યના છેલ્લા બે સમયમાંના પહેલે સમયે ૭૨ પ્રકૃતિ-

---

१ महीपीठे. २ शैलेशी.

ઓને ખપાવી અને છેલ્લે સમયે ૧૩ પ્રકૃતિઓને ખપાવી જેઓ શિવસુખ પામ્યા તે સિદ્ધ ભગવાનો મને શિવસુખ આપો ! ૩૦-૩૧

**चरमंगतिभागोणा,-वगाहणा जेय एग समयंमि।**
**संपत्ता लोगग्गं, ते सिद्धा दिंतु मे सिद्धिं ॥३२॥**

ચરમશરીરના ત્રીજા ભાગે ન્યૂન અવગાહનાવાળા છતા જે એક સમયમાં લોકના અંતે જઇ પહોંચ્યા તે સિદ્ધ ભગવાનો મને શિવસુખ આપો ! ૩૨

**पुव्वपओग असंगा, बंधणछेया सहावओ वावि ।**
**जेसिं उड्ढाहु गइ, ते सिद्धा दिंतु मे सिद्धिं ॥३३॥**

ધનુષમાંથી છૂટેલા બાણની પેરે પૂર્વ પ્રયોગથી, તુંબડાની પેરે અસંગપણાથી, એરંડાના ફળની પેરે બંધન-છેદથી અને ધૂમાડાની પેરે ઉર્ધ્વ સ્વભાવથી જેમની ઉર્ધ્વગતિ કહી છે તે સિદ્ધ ભગવાનો મુજને શિવસુખ આપો ! ૩૩

**ईसीपब्भाराए[1], उवरिं खलु जोयणंमि लोगंते ।**
**जेसिं ठिइ पसिद्धा, ते सिद्धा दिंतु मे सिद्धिं॥३४॥**

સિદ્ધશિલાની ઉપર એક યોજનના ૨૪ મા ભાગમાં લોકના અંતે નિશ્ચે જેમની સ્થિતિ પ્રસિદ્ધ છે તે સિદ્ધ ભગવાનો મુજને શિવસુખ આપો ! ૩૪

---

१ ईषत्प्राग्भारा-सिद्धशिलाया .

**जेय अणंता अपुण,–ब्भवाय[1] असरीरया अणाबाहा**

**दंसणनाणुवउत्ता, ते सिद्धा दिंतु मे सिद्धिं॥३५॥**

જે અનંત, અપુનર્ભવ, અશરીરી, અનાબાધ તથા સામાન્ય વિશેષ ઉપયોગ સહિત છે તે સિદ્ધ ભગવંતો મુજને શિવ સુખ આપો ! ૩૫

**जेणंतगुणा, त्रिगुणा, इगतीसगुणा य अहव अट्ठगुणा**

**सिद्धाणंतचउक्का, ते सिद्धा दिंतु मे सिद्धिं ॥३६॥**

જે અનંતગુણી, નિર્ગુણી, ૩૧ અથવા ૮ ગુણવાળા અને અનંત ચતુષ્ક સહિત છે તે સિદ્ધ ભગવંતો મુજને શિવ-સુખ આપો ! ૩૬

**जह नगरगुणे मिच्छो,[2] जाणंतोवि हु कहेउ मसमत्थो**

**तह जेसिं गुणे नाणी, ते सिद्धा दिंतु मे सिद्धिं॥३७॥**

જેમ ભીલ નગરના ગુણ જાણતો છતો પણ કહી શકતો નથી તેમ જેમના ગુણ જાણતા છતાં પણ જ્ઞાની કહી શકતા નથી તે સિદ્ધ ભગવંતો મુજને શિવસુખ આપો ! ૩૭

**जेय अणंतमणुत्तर,–मणोवमं सासयं सयाणंदं ।**

**सिद्धिसुहं संपत्ता, ते सिद्धा दिंतु मे सिद्धिं॥३८॥**

જે અનંત, અનુત્તર, અનુપમ, શાશ્વત અને સદાનંદ એવા સિદ્ધિસુખને પામ્યા તે સિદ્ધ ભગવંતો મુજને શિવ સુખ આપો ! ૩૮

---

१ अपुनर्भवाः, २ म्लेच्छः

'તૃતીય આચાર્યપદ વર્ણનમ્.'

---

जे पंचविहायारं, आयरमाणा सया पयासंति ।
लोयाणमणुग्गहत्थं, ते आयरिये नमंसामि ॥३९॥

જે પંચવિધ આચારને સદા આચરતા છતા ભવ્ય જનોના અનુગ્રહને માટે તેનો ઉપદેશ આપ્યા કરે છે તેવા આચાર્ય મહારાજાઓને હું નમસ્કાર કરૂં છું. ૩૯

देसकुलजाइरूवा,–इएहिं बहुगुणगणेहिं संजुत्ता,
जे हुंति जुगे पवरा, ते आयरिये नमंसामि॥४०॥

દેશ, કુળ, જાતિ અને જ્ઞાનાદિક બહુ ગુણસમુદાયથી સંયુક્ત છતાં જે યુગપ્રધાન છે તેવા આચાર્ય મહારાજાઓને હું નમસ્કાર કરૂં છું. ૪૦

जे निच्चमपमत्ता, विगहविरत्ता कसायपरिचत्ता ।
धम्मोवएससत्ता, ते आयरिये नमंसामि ॥ ४१ ॥

જે સદા અપ્રમત્ત, વિકથાવિરક્ત, કષાયત્યાગી અને ધર્મોપદેશ દેવામાં આસક્ત રહે છે તેવા આચાર્ય મહારાજાઓને હું નમસ્કાર કરૂં છું. ૪૧

जे सारणवारणचो,-यणाहिं पडिचोयणाहिं निच्चंपि ।
सारंति नियगच्छं, ते आयरिये नमंसामि ॥४२॥

જે સારણા વારણા, ચોયણા અને પડિચોયણાવડે નિરં-તર સ્વગચ્છની સંભાળ રાખે છે તેવા આચાર્ય મહારાજાઓને હુ વંદુ છું ૪૨

**जे मुणिय सुत्तसारा, परोवयारिक्कतप्परा दिंति ।**
**तत्तोवएसदाणं, ते आयरिये नमंसामि ॥ ४३ ॥**

જે સૂત્રાર્થના જાણુ છતા પરોપકારરસિક હોવાથી ત-ત્ત્વોપદેશ આપે છે તેવા આચાર્ય મહારાજાઓને હું નમ-સ્કાર કરૂ છુ. ૪૩

**अत्थमिए जिणसूरे, केवलिचंदेवि जे पईवुव्व ।**
**पयडंति इह पयत्थे, ते आयरिये नमंसामि॥४४॥**

જિનેશ્વર રૂપી સૂર્ય અને સામાન્ય કેવળીરૂપી ચંદ્ર અસ્ત થયે છતે આ મનુષ્યક્ષેત્રમાં દીપકની પેરે જે તત્ત્વનો પ્ર-કાશ કરે છે તેવા આચાર્ય ભગવાનોને હુ નમસ્કાર કરૂ છુ.૪૪

**जे पावभरक्कंते, निवडंते भवमहंधकूवंमि ।**
**निथ्थारयंति जीवे, ते आयरिये नमंसामि॥४५॥**

પાપના ભારથી આક્રાંત થયા છતા સંસારરૂપી મહા ઉંડા કૂવામાં પડતા પ્રાણીઓનો જે ઉદ્ધાર કરે છે તેવા આચાર્ય મહારાજાઓને હુ નમસ્કાર કરૂ છું. ૪૫

**जे मायतायबंधव,-पमुहेहिंत्तोवि इथ्थ जीवाणं ।**
**साहंति हियं कज्जं, ते आयरिये नमंसामि॥४६॥**

આ લોકમાં જીવોનુ માત, તાત અને બાંધવ પ્રમુખથી પણ આધક હિતકાર્ય જેઓ સાધી આપે છે તે આચાર્ય ભગવંતોને હું નમસ્કાર કરૂ છું. ૪૬

**जे बहुलद्धिसमिद्धा, साइसया सासणं पभावंति।**
**रायसमा निच्चिंतता, ते आयरिये नमंसामि॥४७॥**

જે બહુ લબ્ધિઓથી સમૃદ્ધ અને અતિશયવંત છતા શાસનને દીપાવે છે તેમજ રાજાની પેરે નિાશ્ચંત રહે છે તેવા આચાર્ય મહારાજાઓને હુ નમસ્કાર કરૂ છું. ૪૭

'ચતુર્થ શ્રી ઉપાધ્યાય પદ વર્ણનમ્'

**जे बारसंगसज्झा,–य पारगा धारगा तयथ्थाणं।**
**तदुभयविच्छाररया, ते हं झाएमि उझाए[1] ॥४८॥**

જે દ્વાદશાંગના સ્વાધ્યાયમાં પારગામી, તેનાં રહસ્યના ધારક તેમજ તદ્ ઉભયનો વિસ્તાર કરવામાં રક્ત એવા ઉપાધ્યાયજી મહારાજાઓને હુ ધ્યાવું છુ. ૪૮

**पाहाणसमाणोवि हु, कुणंति जे सुत्तधारया सीसे।**
**सयलजणपूयणिज्जे, ते हं झाएमि उझाए ॥४९॥**

સૂત્રધારા વડે કરીને પત્થર જેવા જડ શિષ્યોને પણ જે

---

१ उपाध्यायान.

સર્વ જન પૂજનિક કરે છે તેવા ઉપાધ્યાયોને હું ધ્યાવું છું ૪૯

**मोहाहिदट्ठनट्ठप्पनाण, जीवाण चेयणं दिंति ।**
**जे केवि नरिंदा इव, ते हं झाएमि उज्झाए ॥५०॥**

મોહરૂપી સર્પ ડસ્યાથી જેમના જ્ઞાન–પ્રાણ નષ્ટ થઈ ગયા છે એવા જીવોને જાંગુલી મંત્રવાદી–ગારૂડીઆની પેરે નવું ચૈતન્ય આપે છે તે ઉપાધ્યાય મહારાજાઓને હુ ધ્યાવું છુ. ૫૦

**अन्नाणवाहिविहुराण,–पाणिणं सुयरसायणं सारं ।**
**जे दिंति महाविज्जा, ते हं झाएमि उज्झाए॥५१॥**

અજ્ઞાનરૂપ વ્યાધિથી પીડિત થએલા પ્રાણીઓને ધન્વંતરી વૈદ્યની પેરે શ્રુતજ્ઞાનરૂપી શ્રેષ્ટ રસાયણ આપી જે સજ્જ કરે છે તે ઉપાધ્યાય ભગવંતોને હું ધ્યાવું છું. ૫૧

**गुणवणभंजणमयगय,-दमणंकुससरिसनाणदाणं जे**
**दिंति सया भवियाणं, ते हं झाएमि उज्झाए॥५२॥**

ગુણ—વનનો વિનાશ કરનાર મદ–ગજને દમવા અંકુશ સમાન જ્ઞાનદાન ભવ્યજનોને જે સદા આપે છે તે ઉપાધ્યાય ભગવંતોને હુ ધ્યાવું છું. ૫૨

**दिणमास जीवियंताइं,सेस दाणाइं मुणिय जे नाणं ।**
**मुत्तिंतं दिंति सया, ते हं झाएमि उज्झाए ॥५३॥**

---

१ विषवैद्याः

બાકીના દાન દિવસ, માસ કે જીવનપર્યંતજ પહોંચનારા જાણીને જે મુક્તિ પર્યંત પહોંચનારૂં શાશ્વત જ્ઞાનદાન સદા દે છે તે ઉપાધ્યાય ભગવંતોને હું ધ્યાવું છું. ૫૩

**अन्नाणंधे लोयाण, लोयणे जे पसत्थसत्थमुहा ।**
**उग्घाडयंति सम्मं, ते हं झाएमि उज्झाए ॥ ५४ ॥**

અજ્ઞાન—અંધજનોનાં લોચન રૂડા શાસ્ત્રરૂપી શસ્રના મુખવડે જે સારી રીતે ઉઘાડી નાખેછે તે ઉપાધ્યાય ભગવંતોને હું ધ્યાવું છું. ૫૪

**बावनबावन्नचंदण,—रसेण जे लोयपावतावाइं ।**
**उवसामयंति सहसा, ते हं झाएमि उज्झाए ॥५५॥**

બાવન અક્ષરરૂપ બાવનાચંદનના રસવડે લોકોના પાપ—તાપને એકદમ ઉપશમાવી દે છે તે ઉપાધ્યાય ભગવંતોને હું ધ્યાવું છું. ૫૫

**जे रायकुमरतुल्ला, गणतत्तिपरा य सूरिपयजुग्गा ।**
**वायंति सीसवग्गं, ते हं झाएमि उज्झाए ॥ ५६ ॥**

યુવરાજ સમાન, ગચ્છ—ચિંતામાં સાવધાન અને આચાર્યપદને લાયક હોઇ, જેઓ શિષ્યવર્ગને વાચના આપે છે તે ઉપાધ્યાયજી ભગવંતોને હું ધ્યાવું છું. ૫૬

---

१ शस्त्र.

## 'પંચમ શ્રી સાધુપદ વર્ણનમ્'

---

**जे दंसणनाणचरित्त, रूवं रयणत्तएण इक्केण ।**
**साहंति मुख्खमग्गं, ते सव्वे साहुणो वंदे ॥५७॥**

દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ અનુપમ રત્નત્રયીવડે જે મોક્ષમાર્ગનું સાધન કરે છે તે સર્વ સાધુઓને હું વંદન કરૂં છું. ૫૭

**गयदुविहदुट्ठझाणा, जे झाइअ धम्मसुक्कझाणाय ।**
**सिख्खंति दुविह सिख्खं, ते सव्वे साहुणो वंदे॥५८॥**

આર્ત અને રૌદ્ર એ બને પ્રકારના દુષ્ટ ધ્યાન તજી, ધર્મ અને શુકલ એ બે ધ્યાનનેજ ધ્યાવવાવાળા જેઓ ગ્રહણશિક્ષા+ અને *આસેવના શિક્ષાનો અભ્યાસ કરે છે તે સવ સાધુઓને હું વંદન કરૂ છું. ૫૮

**गुत्तित्तएण गुत्ता, तिसल्लरहिया तिगारवविमुक्का ।**
**जे पालयंति तिपई,[1] ते सव्वे साहुणो वंदे ॥५९॥**

ત્રણ ગુપ્તિવડે ગુપ્ત, ત્રિશલ્ય રહિત અને ×ગારવત્રય

---

+ ગુરૂ મુખથી આજ્ઞા વચનોને સમજવારૂપ

* ગુરૂગમથી સમજ્યાએથી આજ્ઞાનુ પરિપાલન કરવા રૂપ

१ त्रिपदीं.

× રસગારવ રિદ્ધિગારવ અને શાતાગારવ.

વિમુક્ત છતા જેઓ જિનાજ્ઞાનું પાલન કરે છે તે સર્વે સાધુઓને હું વંદન કરૂં છું. ૫૯

**चउविहविगहविरत्ता, जे चउविहचउकसायपरिचत्ता**
**चउहा दिसंति धम्मं, ते सव्वे साहुणो वंदे ॥६०॥**

ચારે પ્રકારની વિકથાથી વિરક્ત, તેમજ સર્વ પ્રકારના કષાયના ત્યાગી છતા જેઓ દાનાદિક ચાર પ્રકારના ધર્મની દેશના દે છે તે સર્વે સાધુજનોને હું વંદન કરૂં છું. ૬૦

**उज्झियपंचपमाया, निज्जियपंचिंदियाय पालंति।**
**पंचेवय समिइओ, ते सव्वे साहुणो वंदे ॥ ६१ ॥**

પાંચે પ્રમાદના પરિહારી અને પાંચે ઇંદ્રિયોનું દમન કરતા છતા જેઓ પાંચે સમિતિઓનું પાલન કરે છે તે સર્વે સાધુજનોને હું વંદન કરૂં છું. ૬૧

**छज्जीवकायरख्खण,-निउणा हासाइछक्कमुक्का जे।**
**धारंति य वयछक्कं, ते सव्वे साहुणो वंदे ॥ ६२ ॥**

૭ જીવનિકાયનુ રક્ષણ કરવામાં નિપુણ અને હાસ્યાદિક[1] ષટ્કથી મુક્ત છતા જેઓ ૭ વ્રતોને પ્રાણની પેરે ધારે છે તે સર્વે સાધુજનોને હું વંદન કરૂં છું. ૬૨

**जे जियसत्तजया मय,-अट्ठमया नवावि बंभगुत्तिओ।**
**पालंति अप्पमत्ता, ते सव्वे साहुणो वंदे ॥ ६३ ॥**

---

૧ હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય અને દુર્ગંછા.

જેમણે સાત ભય જિત્યા છે, આઠ મદ ટાળ્યા છે અને અપ્રમત્ત થઈ જે નવ બ્રહ્મગુપ્તિઓનું પાલન કરે છે, તે સર્વે સાધુઓને હું વંદન કરૂં છું. ૬૩

दसविहधम्मं तह,बारसेव पडिमाओ जे अ कुव्वंति।
बारसविहं तवोविअ, ते सव्वे साहुणो वंदे ॥६४॥

દશ વિધ યતિધર્મ, દ્વાદશવિધ પડિમા અને દ્વાદશવિધ તપને જે આરાધે છે તે સર્વે સાધુજનોને હું વંદન કરૂં છું.૬૪

जे सत्तरसंजमंगा, उव्वूढा ढारससहस्ससीलंगा।
विहरंति कम्मभूमिसु, ते सव्वे साहुणो वंदे॥६५॥

સત્તર પ્રકારના સંયમને પાળતા અને અઢાર હજાર શીલાંગને ધારણ કરતા છતા જેઓ કર્મભૂમિમાં વિચરે છે તે સર્વે સાધુજનોને હું વંદન કરૂં છું. ૬૫

---

'ષષ્ટમ શ્રી દર્શનપદ વર્ણનમ્'

---

जं सुद्धदेवगुरु, धम्मतत्तसंपत्तिसद्दहणरूवं।
वन्निज्जइ सम्मत्तं, तं सम्मं दंसणं नमिमो ॥६६॥

શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મરૂપ તત્ત્વ સંપત્તિની શ્રદ્ધા રૂપ જે સમ્યક્ત્વને વખાણ્યું છે તે સમ્યગ્દર્શનને અમે ભાવથી નમીએ છીએ. ૬૬

जावेगकोडाकोडिसागरसेसा न होइ कम्मठिइ ।
ताव न जं पाविजइ, तं सम्मं दंसणं नमिमो॥६७॥

જ્યાં સુધી કર્મની સ્થિતિ ઘટાડીને એક કોડાકોડી સાગરોપમ જેટલીજ બાકી રહે એવી થઇ ન હોય ત્યાં સુધી જેની પ્રાપ્તિ થઈ શકતી નથી તે સમ્યગ્દર્શનને અમે નમીએ છીએ. ૬૭

भव्वाणमद्धपुग्गल, परियट्टवसेसभवनिवासाणं ।
जं होइ गंठिभेए, तं सम्मं दंसणं नमिमो ॥६८॥

અર્ધ[1] પુદ્ગલ પરાવર્તનથી વધારે સંસાર સ્થિતિ જેમને રહી નથી એવા ભવ્ય જીવોને રાગ દ્વેષમય ગ્રંથિનો છેદ થયે છતે જેની પ્રાપ્તિ થાય છે તે સમ્યગ્દર્શનને અમે નમીએ છીએ. ૬૮

जं च तिहा उवसमिअं, खउवसमिअं व खाइयं चेव।
भणिअं जिणिंदसमए,तं सम्मं दंसणं नमिमो ॥६९॥

ઓપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક એમ ત્રણ પ્રકારે જે જિનઆગમમાં ભાખ્યું છે તે સમ્યગ્દર્શનને અમે નમીએ છીએ. ૬૯

पणवारा उवसमियं, खओवसामिअं असंखसो होइ।
जं खाइअं च इक्कंसि, तं सम्मं दंसणं नमिमो॥७०॥

---

१ अर्ध पुद्गल परावर्तावशेष.

જે ઔપશમિક પાંચવાર, ક્ષાયોપશમિક અસંખ્યવાર અને ક્ષાયિક એકજવાર પ્રાપ્ત થાય છે તે સમ્યગ્દર્શનને અમે નમીએ છીએ. ૭૦

**जं धम्मदुममूलं, भाविज्जइ धम्मपुरपवेसं च ।**
**धम्मभवणपीढं वा, तं सम्मं दंसणं नमिमो ॥७१॥**

જે ધર્મવૃક્ષનું મૂળ, ધર્મપુરનું દ્વાર અને ધર્મ મહેલનો પાયો કહેવાય છે તે સમ્યગ્દર્શનને અમે નમીએ છીએ. ૭૧

**जं धम्मजयाहारं, उवसमरसभायणं च जं बिंति ।**
**मुणिणो गुणरयणनिहिं, तं सम्मं दंसणं नमिमो॥७२॥**

જે પૃથ્વીપેરે સમસ્ત ધર્મનો આધાર, ઉપશમ રસનું ભાજન અને ગુણરૂપી રત્નોનું નિધાન છે એમ મુનિજનો કહે છે તે સમ્યગ્દર્શનને અમે નમીએ છીએ. ૭૨

**जेण विणा नाणं वि हु, अपमाणं निप्फलं च चारित्तं ।**
**मुक्खोवि नेव लप्भइ, तं सम्मं दंसणं नमिमो॥७३॥**

જેના વિના જ્ઞાન પણ અપ્રમાણ છે, ચારિત્ર ફળીભૂત થતું નથી અને મોક્ષપ્રાપ્તિ તો થતીજ નથી તે સમ્યગ્દર્શનને અમે નમીએ છીએ. ૭૩

**जं सद्दहणलक्खण,–भूसणपमुहेहिं बहु अ भेएहिं ।**
**वन्निज्जइ समयंमि, तं सम्मं दंसणं नमिमो॥७४॥**

જેને સદ્દહણા, લક્ષણ અને ભૂષણ પ્રમુખ બહુ ભેદો વડે સિદ્ધાંતમા વર્ણવેલુ છે તે સમ્યગ્દર્શનને અમે નમીએ છીએ. ૭૪

---

## ' સપ્તમ શ્રી જ્ઞાનપદ વર્ણનમ્. '

---

**सव्वन्नुपणीयागम,–भणियाणजहट्ठियाणतत्ताणं ।**
**जो सुद्धो अवबोहो, तं सन्नाणं मह पमाणं ॥७५॥**

સર્વજ્ઞ પ્રણીત આગમમાં ભાખેલા યથાસ્થિત તત્ત્વોનો જે શુદ્ધ અવબોધ તે સમ્યગ્જ્ઞાન મારે પ્રમાણ છે. ૭૫

**जेणं भक्खाभक्खं[1], पिज्जापिज्जं[2] अगम्म अविगम्मं।**
**किच्चाकिच्चं[3] नज्जइ, तं सन्नाणं मह पमाणं ॥ ७६ ॥**

જે વડે ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, ગમ્યાગમ્ય અને કૃત્યાકૃત્ય જણાય છે તે સમ્યગ્જ્ઞાન મારે પ્રમાણ છે. ૭૬

**सयलकिरियाण मूलं, सद्धा लोयंमि तीइ सद्धाए।**
**जं किर हवइ मूलं, तं सन्नाणं मह पमाणं ॥७७॥**

લોકમાં સકળ ક્રિયાનું મૂળ શ્રદ્ધા છે, તે શ્રદ્ધાનુ પણ જે મૂળ (કારણ) છે તે સમ્યગ્જ્ઞાન મારે પ્રમાણ છે. ૭૭

---

१ भक्ष्याभक्ष्यं. २ पेयापेयं. ३ कृत्याकृत्यं.

जं मइसुयओहिमयं, मणपज्जवरूवं केवलमयं च।
पंचविहं सुपसिद्धं, तं सन्नाणं मह पमाणं ॥७८॥

જે મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળ એમ પાંચ પ્રકારે સુપ્રસિદ્ધ છે, તે સમ્યગ્જ્ઞાન મારે પ્રમાણ છે. ૭૮

केवलमणोहिणंपि हु, वयणं लोयाण कुणइ उवयारं।
जं सुयमइरूवेणं, तं सन्नाणं मह पमाणं ॥ ७९ ॥

કેવળજ્ઞાની, મનઃપર્યવજ્ઞાની કે અવધિજ્ઞાનીનાં પણ વચન જે મતિ શ્રુતરૂપે લોકોનો ઉપકાર કરે છે તે સમ્યગ્જ્ઞાન મારે પ્રમાણ છે. ૭૯

सुयनाणं चेव दुवा,-लसंगरूवं परूवियं जत्थ ।
लोयाणुवयारकरं, तं सन्नाणं मह पमाणं ॥ ८० ॥

દ્વાદશાંગરૂપ શ્રુતજ્ઞાનજ જે જિન આગમમાં જગ ઉપકારી કહેલું છે તે સમ્યગ્જ્ઞાન મારે પ્રમાણ છે. ૮૦

तत्तच्चिय जं भव्वा, पढंति पाढंति दिंति निसुणंति।
पूयंति लिहावेंति य, तं सन्नाणं मह पमाणं॥८१॥

તેટલા માટેજ ભવ્યજનો જે ભણે છે, ભણાવે છે, નિસુણે છે, પૂજે છે અને લખાવે છે તે સમ્યગ્જ્ઞાન મારે પ્રમાણ છે. ૮૧

जस्स बलेणं अज्जवि,नज्जइ तियलोयगोयरवियारो
करगहियामलयं पिव, तं सन्नाणं मह पमाणं॥८२॥

જેના બળથી આજ પણ ત્રણે લોકના ભાવ હાથમાં રહેલા આંબળાની પેરે જણાય છે તે સમ્યગ્જ્ઞાન મારે પ્રમાણ છે.૮૨

**जस्स पसाएण जणा, हवंति लोयंमि पुच्छणिज्जा य**
**पुज्जाय वन्नणिज्जा, तं सन्नाणं मह पमाणं॥८३॥**

જેના પસાયથી ભવ્યજનો લોકમાં પૂછવાયોગ્ય, માનવાયોગ્ય અને વખાણવાયોગ્ય થાય છે તે સમ્યગ્જ્ઞાન મારે પ્રમાણ છે. ૮૩

---

## ' અષ્ટમ શ્રી ચારિત્રપદ વર્ણનમ્ '

---

**जं देसविरइरूवं, सव्वविरइरूवयं च अणुक्कमसो।**
**होइ गिहीण जईण, तं चारित्तं जए जयइ ॥ ८४ ॥**

જે દેશવિરતિરૂપ અને સર્વવિરતિરૂપ અનુક્રમે ગૃહીને અને મુનિને પ્રાપ્ત થાય છે તે ચારિત્ર જગમાં જયવંતુ વર્તે છે. ૮૪

**नाणंपि दंसणंपि य, संपुन्नफलं फलंति जीवाणं।**
**जेण चिय परियरिया, तं चारित्तं जए जयइ॥८५॥**

જ્ઞાન અને દર્શન પણ જેની સાથે રહ્યા છતાંજ જીવોને સંપૂર્ણ ફળ આપે છે તે ચારિત્ર જગતમાં જયવંતુ વર્તે છે. ૮૫

**जं च जईण जहुत्तर,–फलं सुसामाइयाइ पंचविहं।**
**सुपसिद्धं जिणसमए, तं चारित्तं जए जयइ ॥८६॥**

જે સુસામાયિકાદિક પાંચ પ્રકારે મુનિજનોને અધિકાધિક ફળદાયી જિનાગમમાં સુપ્રસિદ્ધ છે તે ચારિત્ર જગમાં જયવંતુ વર્તે છે. ૮૬

**जं पडिवन्नं परिपा,–लियं च सम्मं परूवियं दिन्नं।**
**अन्नेसिं च जिणेहिंवि, तं चारित्तं जए जयइ ॥८७॥**

જિનેશ્વરોએ જે પોતે સ્વીકાર્યું, આરાધ્યું, સમ્યક્ પ્રરૂપ્યું, અને અન્યજનોને આપ્યું તે ચારિત્ર જગમાં જયવંતુ વર્તે છે.૮૭

**छखंडाणमखंडं, रज्जसिरिं चइय चक्कवट्टीहिं।**
**जं सम्मं पडिवन्नं, तं चारित्तं जए जयइ ॥८८॥**

૭ ખડની અખડ રાજ્યરિદ્ધિને તજી ચક્રવર્તીઓએ જે સદ્ભાવથી આદર્યું તે ચારિત્ર જગમાં જયવતુ વર્તે છે. ૮૮

**जं पडिवन्ना दमगा,–इणोवि जीवा हवंति तिय लोए**
**सयलजणपूयणिज्जे, तं चारित्तं जए जयइ॥८९॥**

જેની પ્રાપ્તિથી રંક જીવો પણ ત્રિભુવનમાં સર્વ જનોને પૂજનિક થાય છે તે ચારિત્ર જગમાં જયવતુ વર્તે છે ૮૯

**जं पालंताण मुणी,–सराण पाए नमंति साणंदा।**
**देविंददाणविंदा, तं चारित्तं जए जयइ ॥ ९० ॥**

જેનુ પાલન કરનારા મુનીશ્વરોના ચરણમાં દેવ દાનવના નાયકો ઉલ્લાસથી નમસ્કાર કરે છે તે ચારિત્ર જગમાં જયવંતુ વર્તે છે. ૯૦

**जं चाणंतगुणंपिहु, वन्निज्जइ सतरभेअदसभेअं ।**
**समयंमि मुणिवरेहिं, तं चारित्तं पवन्नोहं ॥९१॥**

અનંત ગુણવાળું છતાં શાસ્ત્રમાં મુનિવરોએ જે સત્તર પ્રકારનું અથવા દશ પ્રકારનું વર્ણવ્યું છે તે ચારિત્રનુ મને શરણ છે. ૯૧

**समिइओ गुत्तिओ, खंतिपमुहा उ मित्तिआइओ ।**
**साहंति जस्स सिद्धिं, तं चारित्तं पवन्नोहं ॥९२॥**

પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, ક્ષમાદિક ગુણો અને મૈત્રી પ્રમુખ ભાવનાચતુષ્ટયવડે જેની સિદ્ધિપૂર્ણતા પ્રાપ્ત થાય છે તે ચારિત્રનુ મુજને શરણ છે. ૯૨

---

'નવમ શ્રી તપપદ વર્ણનમ્.'

---

**बाहिरमब्भिंतरयं, बारसभेयं जहुत्तरगुणं जं ।**
**वन्निज्जइ जिणसमये, तं तवपयमेस वंदामि ॥९३॥**

અનુક્રમે અધિક અધિક ગુણકારી બાહ્ય અને અભ્યંતર ભેદે કરી જે બાર પ્રકારે જિનાગમમાં વર્ણવેલ છે તે તપ પદને હું આદરથી વંદન કરૂં છું. ૯૩

**तप्भवसिद्धिं जाणं,–तएहिं सिरिरिसहनाहपमुहेहिं ।**
**तित्थयरेहिं कयं जं, तं तवपयमेस वंदामि ॥९४॥**

તદ્ભવ સિદ્ધિ જાણતાં છતાં શ્રી ઋષભદેવ પ્રમુખ તીર્થંકરોએ જેનું સેવન કરેલું છે તે તપપદને હું વંદુ છુ. ૯૪

**जेण खमासहिएणं, कएण कम्माणमवि निकायाणं**
**जायइ खओ खणेणं, तं तवपयमेस वंदामि ॥९५॥**

સમતા સહિત જેનું સેવન કરવાથી નિકાચિત કર્મનો પણ ક્ષણમાત્રમાં ક્ષય થાય છે તે તપપદને હુ નમસ્કાર કરૂ છું.૯૫

**जेणच्चिय जलणेणव, जीवसुवन्नाओ कम्माकिट्टाइ ।**
**फिट्टंति तक्खणं च्चिय, तं तवपयमेस वंदामि॥९६॥**

જેમ અગ્નિવડે સુવર્ણથકી કિટ્ટી વગેરે તત્ક્ષણ ફિટીને જુદાં પડે છે તેમ જેનાવડે જીવથકી કર્મમળ ફિટ્ટી જુદો પડી જાય છે તે તપપદને હું પ્રણમુ છુ. ૯૬

**आसंसाइविरहिए, जंमि कए कम्मनिज्जरट्ठाए ।**
**हुंति महासिद्धिओ, तं तवपयमेस वंदामि ॥९७॥**

આશશા રહિત કર્મ-નિર્જરા અર્થે જેનુ સેવન કર્યે છતે મહાસિદ્ધિઓ સંપજે છે તે તપપદને હું પ્રણામ કરૂં છુ.૯૭

**जस्स पसाएण धुवं, हवंति नाणाविहाओ लद्धीओ।**
**आमोसहिपमुहाओ, तं तवपयमेस वंदामि॥९८॥**

જેના પસાયથી 'આમોસહી' પ્રમુખ અનેક લબ્ધિઓ અવશ્ય પ્રગટે છે તે તપપદને હુ પ્રણામ કરૂં છુ. ૯૮

**कप्पतरुस्सव जस्से,-रिसाओ सुरनरवरानुरिद्धीओ।**
**कुसुमाइं फलं च सिवं, तं तवपयमेस वंदामि॥९९॥**

કલ્પવૃક્ષની જેમ સુરવર અને નરવર સંબંધી આનુષ-ગિક સંપદારૂપ જેનાં ફુલ છે અને મોક્ષરૂપ ફલ છે તે તપ-પદને હું પ્રણામ કરૂં છું. ૯૯

**[1]अच्चंतमसज्झाइं, लीला इव सवलोअकज्जाइं।**
**सिज्झंति झत्ति जेणं, तं तवपयमेस वंदा मि॥१००॥**

અત્યંત અસાધ્ય એવાં પણ સર્વ લોકનાં કાર્યો જેનાવડે લીલા માત્રમાં શીઘ્ર સીઝે છે તે તપપદને હું પ્રણામ કરૂં છું. ૧૦૦

**दहिदुव्वयाइमंगल,-पयत्थसत्थंमि मंगलं पढमं।**
**जं वन्निजइ लोए, तं तवपयमेस वंदामि॥१०१॥**

દધિ, દૂર્વાદિક માંગલિક પદાર્થોમાં જે પ્રથમ મંગળરૂપ જગતમાં ગવાય છે તે તપપદને હું પ્રણામ કરૂં છું ૧૦૧

**तं च इमेसिं पयाणं, कित्तिय मित्तं तए नायं।**
**जं सव्वाण सुहाणं, मूलं आराहणमिमेसिं॥१०२॥**

આ નવપદનું આરાધન સર્વસુખનું મૂળ છે એમ આ પ્રમાણે નવપદોનું વર્ણન કર્યા માત્રથી તમે જાણ્યું. ૧૦૨

---

१ अत्यंतमसाध्यानि.

**एयाराहणमूलं, पाणीणं केवलो सुहो भावो ।**
**सो होइ ध्रुव जीवाणं, निम्मलप्पाणं नन्नेसिं॥१०३॥**

આ નવપદની આરાધનાનું મૂળ પ્રાણીઓનો કેવળ શુભ ભાવજ છે, તે શુભભાવ નિશ્ચે નિર્મળ આત્માઓને હોય છે, પણ બીજા મલીન પરિણામી જીવોને હોતો નથી. ૧૦૩

---

'નવપદ સંબંધી નિશ્ચય સ્વરૂપ.'

---

**जे विय संकप्पवियप्प, वज्जिया हुंति निम्मलप्पाणो।**
**ते चेव नवपयाइं, नवसु पयेसु च ते चेव ॥१०४॥**

જે સંકલ્પ વિકલ્પ વર્જિત નિર્મલ પરિણામી આત્મા છે તેજ નવપદ છે અને નવપદમાં પણ તેજ છે. ૧૦૪

**जं झाया झायंतो, अरिहंतं रूव–सुपय–पिंडथ्थं ।**
**अरिहंतपयमयं चिय, अप्पं पिख्खेइ पच्चख्खं॥१०५॥**

કારણ કે ધ્યાતાપુરૂષ પિંડસ્થ, પદસ્થ અને રૂપસ્થ એવા અરિહંત ભગવાનને ધ્યાતો છતો નિશ્ચે અરિહંત પદમય પોતાના આત્માને પ્રત્યક્ષ દેખે છે. અરિહંત દેવની આકૃતિનું ધ્યાન તે 'પિંડસ્થ ધ્યાન' અરિહંતાદિક પદોનું ધ્યાન તે 'પદસ્થ ધ્યાન' અને સમવસરણસ્થ ભાવઅરિહંતનું ધ્યાન તે 'રૂપસ્થધ્યાન' છે. ૧૦૫

रूवाईयसहावो, केवलसन्नाणदंसणाणंदो ।
जो चेवय परमप्पा, सो सिद्धप्पा न संदेहो ॥१०६॥

કેવળજ્ઞાન, કેવળદર્શન અને આનંદસ્વરૂપ, રૂપાતીત સ્વભાવવાળા જે પરમાત્મા તેજ નિશ્ચે સિદ્ધાત્મા જાણવા.૧૦૬

पंचपथ्थाण[1]मयायरिय, महामंतझाणलीणमणो ।
पंचविहायारमओ,आयच्चिय होइ आयरियो॥१०७॥

પંચ પ્રસ્થાનમય, મહામંત્ર–ધ્યાનમાં લીન મનવાળા, અને પંચવિધ આચારમય જે આત્મા તેજ આચાર્ય સમજવા. ૧૦૭

महापाणझायदुवाल,-संगसुत्तथ्थतदुभयरहस्सो ।
सज्झायतप्परप्पा[2], एसप्पा चेव वज्झाओ ॥१०८॥

મહાપ્રાણ (ધ્યાન) વડે સૂત્રાર્થ તદુભય રહસ્યયુક્ત દ્વાદશાંગને જેણે ધ્યાયાં છે અને સ્વાધ્યાયમાં જે સદા તત્પર રહે છે એવો આત્મા એજ ઉપાધ્યાય છે. ૧૦૮

रयणत्तएण सिवपह,-संसाहणसावहाणजोगतिगो ।
साहु हवइ एसो, अप्पुच्चिय निच्चमप्पमत्तो ॥१०९॥

રત્નત્રયી વડે મોક્ષમાર્ગનું સમ્યગ્રીતે સાધન કરવા

---

१ प्रस्थान. २ तत्परात्मा.

જેના તન મન અને વચન સાવધાન છે એવો નિત્ય અપ્રમત્ત આત્માજ ખરેખર સાધુ છે. ૧૦૯

**मोहस्स खओवसमा, समसंवेगाइलक्खणं परमं ।**
**सुहपरिणाममयं निय,-मप्पाणं दंसणं मुणइ॥११०॥**

મોહના ક્ષયોપશમ વડે શમ સંવેગાદિક લક્ષણવાળો પરમ શુભ પરિણામમય પોતાનો આત્મા એજ દર્શન છે ૧૧૦

**नाणावरणस्स खओ,-वसमेण जहट्ठियाण तत्ताणं**
**सुद्धावबोहरूवो, अप्पुच्चिय वुच्चए नाणं ॥ १११ ॥**

જ્ઞાનાવરણના ક્ષયોપશમ વડે યથાસ્થિત તત્ત્વોના શુદ્ધ અવબોધરૂપ આત્માજ જ્ઞાન કહેવાય છે. ૧૧૧

**सोलसकसायनवनो,-कसायरहियं विसुद्धलेसागं।**
**ससहावट्ठियमप्पा,-णमेव जाणेह चारित्तं ॥११२॥**

સોળ કષાય અને નવ નોકષાય રહિત અને વિશુદ્ધ લેશ્યાવંત એવા સ્વસ્વભાવમાં રહેલા પોતાના આત્માનેજ ચારિત્ર સમજો ૧૧૨

**इच्छानिरोहओ सु,-द्ध संवरो परिणओअ समयाए।**
**कम्माइ निज्जरंतो, तओमओ चेव एसप्पा¹ ॥११३॥**

ઈચ્છાના નિરોધથી શુદ્ધ સંવરવાળો અને સમતા ગુણે

---

१ एष आत्मा.

પરિણમ્યો છતો કર્મની નિર્જરા કરતો આ આત્માજ તપરૂપ છે. ૧૧૩

**एवं च ठिए अप्पा,–णमेव नवपयमयं वियाणित्ता।**
**अप्पंमि चेव निच्चं,लीणमणा होइ भो भविया॥११४॥**

નવપદનું નિશ્ચય સ્વરૂપ આવુ હોવાથી હે ભવ્યો! પોતાના આત્માનેજ નવપદમય જાણીને પોતાના આત્મ સ્વરૂપમાંજ સદા લીન મનવાળા થાઓ! ૧૧૪ ઇતિશમ.



## अथ नवपदस्वरूपगर्भित अरिहंतादिक आराधनउपदेश.

---

जियंतरंगारिजणे सुनाणे,
सुपाडिहेराइसयप्पहाणे ।
संदेहसंदोहरयं हरंते,
झाएह निच्चंपि जिणेरिहंते ॥ ११५ ॥

જેમણે રાગ, દ્વેષ અને મોહાદિક અંતરગ શત્રુ વર્ગને જીતી લીધો છે, જેથી ઉત્તમ કેવળજ્ઞાન પ્રમુખ આત્મ-સમૃદ્ધિ જેમને પ્રગટ-પ્રાપ્ત થયેલી છે, તેમજ ઉત્તમ પ્રાતિહાર્યાદિક અતિશયોવડે જે દેવાધિદેવની પદવીને પામેલા છે, અને જે પોતાની સાતિશય વાણીવડે અનેક જીવોના સંદેહરૂપી રજ સમૂહને સમીર (પવન)ની પેરે ઝાટકી કાઢે છે, તે જિન-અરિહંત ભગવાનને હે ભવ્યજનો! તમે સદાય દિલમાં ધ્યાવો! ૧૧૫

दुट्ठट्ठकम्मावरणप्पमुक्के,
अणंतनाणाइसिरिचउक्के ।
समग्गलोगग्गपयप्पसिद्धे,
झाएह निच्चंपि मणंमि सिद्धे ॥ ११६ ॥

વિવિધ પ્રકારે જીવોને વિડંબના કરનારાં જ્ઞાનાવરણીય પ્રમુખ દુષ્ટ અષ્ટ કર્મનાં આવરણોથી જેઓ મુક્ત થયેલા છે, તેથી અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર અને અનંત શક્તિ પ્રમુખ આત્મ–લક્ષ્મી જેમને પ્રગટ થયેલી છે, તેમજ જેઓ સમગ્ર લોકના અગ્રપદને પામેલા છે એટલે નિરૂપાધિક સિદ્ધ ગતિ અથવા મોક્ષ નામના પ્રસિદ્ધ સ્થાનને પ્રાપ્ત થયેલા છે તે સિદ્ધ ભગવાનને હે ભવ્યજનો! તમે તમારા દિલમાં સદાય ધ્યાવો ! ૧૧૬

न तं सुहं देइ पिया न माया,
जं दिंति जीवाणि ह सूरिपाया ।
तम्हा हु ते चेव सया महेह,
जं मुक्खसुक्खाइं लहुं लहेह ॥ ११७ ॥

અખંડ છત્રીશ ગુણગણથી અલંકૃત ભાવ–આચાર્યની ચરણ સેવા જીવોને જે સત્ય સ્વાભાવિક સુખ સમર્પે છે તેવું સુખ માતાપિતાદિક સ્વજન સંબંધીઓ આપી શકતા નથી તેટલા માટે હે ભવ્યજનો! તમે તેવા ભાવાચાર્યનાં ચરણકમળ સદાય સેવો–પૂજો કે જેથી મોક્ષસુખાદિક વેગે વરી શકો ! ૧૧૭

सुत्तत्थसंवेगमयस्सुएण,
संनीरखीरामयविस्सुएण ।
पीणंति जे ते उवज्झायराए,
झाएह निच्चंपि कयप्पसाए ॥ ११८ ॥

અનુક્રમે સુસ્વાદીષ્ટ જળ, ક્ષીર અને અમૃત સમાન હિતકારી સૂત્ર, અર્થ અને સ્વાનુભવ જ્ઞાનવડે સ્વશિષ્યવર્ગને જેઓ પ્રસન્ન કરે છે તેવા સુપ્રસન્ન કૃપાળુ વર વાચક ઉપાધ્યાયજી મહારાજને હે ભવ્યજનો ! તમે સદાય દિલમાં ધ્યાવો ! ૧૧૮

**खंते य दंते य सुगुत्तिगुत्ते,**
**मुत्ते पसंते गुणजोगजुत्ते ।**
**गयप्पमाए हयमोहमाए,**
**झाएह निच्चं मुणिरायपाए ॥ ११९ ॥**

ક્ષાંત ( ક્ષમાશીલ–ક્ષમાળુ ), દાન્ત (દમનશીલ–ઇંદ્રિયજિત), સુગુપ્તિગુપ્ત (મન, વચન અને કાયાને સુનિગ્રહિત કરી રાખનાર ), મુક્ત ( નિર્લેપ–નિઃસ્પૃહી) , પ્રશાન્ત ( જેમણે કષાય માત્રને સારી રીતે શોષવા દીધા છે એવા વૈરાગ્ય રસમાં ઝીલનાર ), મૂળ–ઉત્તર સાધુ યોગ્ય ગુણને ધારણ કરનાર ( પાંચ મહાવ્રતાદિક સાધુ યોગ્ય ૨૭ ગુણ અલંકૃત ), વિકથાદિક પ્રમાદ વર્જિત અને મોહ માયાથી મૂકાયેલા ( હું અને મારૂં જેમને નથી અથવા અહંતા અને મમતાને જેમણે મારી કાઢી છે ) એવા મુનિરાજનાં ચરણ કમળને તમે સદાય ધ્યાવો ! ૧૧૯

**जं दव्वछक्काइसुसद्दहाणं,**
**तं दंसणं सव्वगुणप्पहाणं ।**

कुग्गाहवाहीउ वयंति जेण,
जह्वा विसुद्धेण रसायणेण ॥ १२० ॥

સર્વજ્ઞકથિત ષટ્ (છ) દ્રવ્ય (ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને કાળ), જીવાજીવાદિક નવ તત્ત્વ ( જીવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ ), સપ્ત નય (નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજૂસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભુત), સપ્તભંગી (સ્યાત્ અસ્તિ, સ્યાત્ નાસ્તિ, સ્યાત્ અસ્તિ નાસ્તિ, સ્યાત્ અવક્તવ્ય, સ્યાત્ અસ્તિ અવક્તવ્ય, સ્યાત્ નાસ્તિ અવક્તવ્ય, અને સ્યાત્ અસ્તિનાસ્તિ યુગપત્ અવક્તવ્ય ), ચાર નિક્ષેપા (નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ), પાંચ ભાવ (ઔદયિક, ઔપશમિક, ક્ષાયોપશમિક, ક્ષાયિક અને પારિણામિક ), તેમજ બે પ્રમાણ ( પ્રત્યક્ષ અને પરોક્ષ સવિકલ્પ ) વગેરે સર્વજ્ઞ ભાષિતવચનમાં સુશ્રદ્ધાન ( દૃઢ પ્રતીતિ ) લક્ષણવાળા સમ્યક્ત્વને સર્વ ગુણોમાં પ્રધાન એટલા માટે ગણવામાં આવેલ છે કે જેમ વિશુદ્ધ રસાયણવડે ગમે તેવી કષ્ટસાધ્ય વ્યાધિઓ પણ દૂર થાય છે તેમ આ ( સમ્યક્ત્વ ) ગુણ વડે અન્ય ગુણ પ્રતિબંધક કદાગ્રહ પ્રમુખ અનેક પ્રકારના આંતર વ્યાધિઓ ઉપશમી જાય છે. એમ સમજીને હે ભવ્યાત્માઓ ! ઉક્ત સમ્યક્ત્વનું તમે યથાવિધ આરાધન કરો ! જેથી તમારી સઘળી ધર્મકરણી મોક્ષદાયી નીવડે. ૧૨૦

नाणं पहाणं नयचक्कसिद्धं,
तत्तावबोहिक्कमयं पसिद्धं ।
धरेह चित्तावसहे[1] फुरंतं,
माणिक्कदीवुव तमोहरंतं ॥ १२१ ॥

વિધ વિધ ( અનેક પ્રકારના ) અપેક્ષાવાળા અભિપ્રાયો-વડે વસ્તુમાં રહેલા અનંતા ધર્મોનુ સ્ફોટન કરનારા નય સમૂહયોગે નિષ્પન્ન થયેલ, કેવળ વસ્તુ સ્વરૂપનું જ પ્રતિપાદન કરનાર, અત્યારે પણ આગમ રૂપ પ્રગટ દેખાતા, સ્વપર પ્રકાશક હોવાથી બીજા ચાર જ્ઞાન કરતાં ચઢીયાતા, રત્નદીપકની પેરે અતસ્તમ ( ઉંડા અજ્ઞાન અંધકાર ) ને હરણ કરનારા, જાજ્વલ્યમાન જ્ઞાનદીપકને હે ભવ્યજનો ! તમારા મનમંદિરમાં સ્થાપો ! ૧૨૧

सुसंवरं मोहनिरोहसारं,
पंचप्पयारं विगयाइयारं ।
मूलोत्तराणेगगुणपवित्तं,
पालेह निच्चंपि हु सच्चरित्तं ॥ १२२ ॥

જગતમાત્રને અંધ કરી નાંખે એવા સમર્થ મોહનો નિરોધ કરવા વડે પ્રધાન, સમિતિ–ગુપ્તિ પ્રમુખ સુસંવર લક્ષણ,

---

१ चित्तापवरके ( मनोमन्दिरे. )

સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહાર વિશુદ્ધિ, સૂક્ષ્મસંપરાય, અને યથાખ્યાત એ પાંચ પ્રકારવાળા, અને મૂળ તથા ઉત્તર અનેક ગુણોવડે પવિત્ર એવા સત્ ચારિત્રને તમે સદાય નિર-તિચારપણે પાળો. ૧૨૨

**बझ्झं तहा भिंतर भेयमेयं,**
**कयाइ दुब्भेयकुकम्मभेयं ।**
**दुक्खक्खयथ्थं कयपावनासं,**
**तवं तवेहागमियं निरासं ॥ १२३ ॥**

છ પ્રકારે બાહ્ય અને છ પ્રકારે અભ્યંતર એમ જેના બાર ભેદ ગણાય છે,જેનાવડે દુર્ભેદ્ય કુકર્મોનો ભેદ ( વિનાશ ) થઈ શકે છે, એવા પાપ વિનાશક તપને હે ભવ્યજનો ! તમે જન્મમરણાદિક દુઃખનો ક્ષય કરવા માટે આગમરીતે નિરાશી-ભાવે ( નિષ્કામવૃત્તિથી ) સેવો ! જેથી તમે જલ્દિ ભવભ્રમણ નિવારીને અક્ષય-અવ્યાબાધ-શિવ સુખને પામી શકો. ૧૨૩

**एयाइं जे केवि नवपयाइं,**
**आराहयंतिट्ठफलप्पयाइं ।**
**लहंति ते सुक्खपरंपराणं,**
**सिरीसिरीपालनरेसरुव्व ॥ १२४ ॥**

## ઉપસંહાર.

સર્વ-મોક્ષ પ્રમુખ ઈષ્ટ ફળને પ્રકર્ષે કરીને દેવાવાળા

ઉપર કહેલાં ઉત્તમ નવ પદોને જે ભવ્યાત્માઓ આરાધે છે, તેઓ શ્રી શ્રીપાળ નરેશ્વરની પેરે સુખની પરંપરા અવિચ્છિન્ન સુખ સંપદાને સહજે પામે છે. ૧૨૪

---

॥ अथ नवपदनमस्कारकाव्यानि ॥

उप्पन्नसन्नाणमहोमयाणं,
सपाडिहेरासणसंठियाणं ।
सद्देसणाणंदिअसज्जणाणं,
नमोनमो होउ सया जिणाणं ॥ १ ॥

જેમનામાં ઉત્પન્ન થયેલા ઉત્તમ-કેવળજ્ઞાનની જ્યોતિ ઝળહળી રહી છે, અશોકવૃક્ષાદિક પ્રાતિહાર્ય યુક્ત સિંહાસન ઉપર જેઓ વિરાજમાન થઈ રહ્યા છે, અને અમૃત સમાન ઉત્તમ દેશનાવડે જેમણે સજ્જનોને આનંદિત કર્યા છે, તે જિનેશ્વર દેવોને સદાય અમારો વારવાર નમસ્કાર હો ! ૧

सिद्धाणमाणंदरमालयाणं,
नमो नमोणंतचउक्कयाणं ॥
समग्गकम्मक्खयकारगाणं,
जम्मजरादुक्खनिवारगाणं ॥२॥

સહજાનંદવાળા સિદ્ધિસ્થાનમાં જેમણે સ્થિતિ કરેલી છે,

જેઓ અનંત ( જ્ઞાન, દર્શન, ચારિત્ર અને શક્તિરૂપ ) ચતુષ્ટયે કરી સંયુક્ત થયેલા છે, જેમણે જ્ઞાનાવરણીય પ્રમુખ સમગ્ર કર્મનો ક્ષય કરેલો છે અને જન્મ, જરા, મરણના સમસ્ત દુઃખ નિવાર્યા છે તે સિદ્ધ ભગવાનોને અમારો વારંવાર નમસ્કાર હો ! ૨

**सूरीण दूरीकयकुग्गहाणं,नमो नमो सूरसमप्पभाणं ।**
**सद्देसणादाणसमायराणं,अखंडछत्तीसगुणायराणं ३**

જેમણે કુમતિ–કદાગ્રહને દૂર કરેલા છે, જેઓ સૂર્યના જેવા પ્રતાપશાલી છે, ભવ્યાત્માઓને એકાન્ત હિતકારી દેશના દેવાને જેઓ સાવધાનપણે પ્રવર્તે છે, તેમજ જેઓ પંચેદ્રિય-નિગ્રહ, નવ બ્રહ્મગુપ્તિનું પાલન, ચાર કષાય જય, પંચ મહાવ્રતપાલન, પંચાચારસેવન તથા પંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ અખંડ ૩૬ ગુણના નિધાન છે, એવા ભાવ આચાર્ય ભગવાનોને અમારો વારંવાર નમસ્કાર હો ! ૩

**सुत्तत्थवित्थारणतप्पराणं,**
**नमो नमो वायगकुंजराणं ॥**
**गणस्स संधारणसायराणं,**
**सव्वप्पणावज्जियमच्छराणं ॥ ४ ॥**

શિષ્ય સંપ્રદાયને સૂત્રાર્થ શીખવવામાં જેઓ સાવધાન રહે છે, સાધુ સમુદાયની સંભાળ ( નિર્વાહ ) કરવામાં જેઓ

સાગર જેવી ગંભીરતા રાખે છે અને ઈર્ષ્યા—અદેખાઈને તો જેમણે સર્વથા તજી દીધી હોય છે એવા શ્રેષ્ઠ વાચક યા ઉપાધ્યાય ભગવાનને અમારો વારંવાર નમસ્કાર હો ! ૪

**साहूण संसाहिअसंजमाणं,**
**नमो नमो सुद्धदयादमाणं ।**
**तिगुत्तिगुत्ताण समाहियाणं,**
**मुणिंदमाणंदपयट्ठियाणं ॥ ५ ॥**

સંયમરાગમાં સમ્યગ્રીત્યા પ્રવૃત્ત થયેલા, મુખ્યવૃત્ત્યા મન, વચન અને કાયા સારી રીતે કાબુમાં રાખી રહેલા, સમતા—સમાધિમાં સ્થિત થયેલા, મુનીંદ્રયોગ્ય સહજાનંદમાં મસ્ત રહેનારા અને શુદ્ધ—નિર્દોષ દયા, દમનનું સેવન કરનારા વિશ્વવર્તી સમસ્ત સાધુ સમુદાયને અમારો વારંવાર નમસ્કાર હો ! ૫

**जिणुत्ततत्ते रुइलक्खणस्स,**
**नमो नमो निम्मलदंसणस्स ॥**
**मिच्छत्तनासाइसमुग्गमस्स,**
**मूलस्स सद्धम्ममहादुमस्स ॥ ६ ॥**

સર્વજ્ઞ—વીતરાગ કથિત જીવાજીવાદિક નવ તત્ત્વમાં અથવા શુદ્ધ દેવાદિક ત્રણ તત્ત્વમાં રૂચિ—શ્રદ્ધાન, એ જેનું

લક્ષણ છે, વળી મિથ્યાત્વ કષાય પ્રમુખને ટાળવાથી જેનો આવિર્ભાવ ( દેખાવ ) થઇ શકે છે અને જે જ્ઞાન-ચારિત્રરૂપ મહાધર્મનું મૂળ છે તે નિર્મળ સમ્યક્ત્વને અમારો વારંવાર નમસ્કાર હો ! ૬

**अन्नाणसंमोहतमोहरस्स,नमोनमो नाणदिवायरस्स**
**पंचप्पयारस्सुवगारगस्स,सत्ताण सव्वथ्थपयासगस्स**

જે અજ્ઞાન અને મહામોહરૂપી અંધકારને દૂર કરી નાંખે છે, વળી મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવલ એ પાંચ જેના પ્રકાર છે, જે અનેક રીતે જીવોને ઉપકાર કરે છે અને જે ભવ્ય જીવોને સર્વ પદાર્થ સંબંધી બોધ સમર્પે છે, તે જ્ઞાન દિવાકરને અમારો વારંવાર નમસ્કાર હો ! ૭

**आराहिआखंडियसक्कियस्स,**
**नमो नमो संजमवीरिअस्स ।**
**सब्भावणासंगविवद्धियस्स,**
**निव्वाणदाणाइसमुज्जयस्स ॥ ८ ॥**

જે અખંડિત શક્તિ ( પ્રમાદ રહિત સતત પુરૂષાર્થ ) વડે પ્રાપ્ત થઇ શકે છે, સદ્ભાવનાયોગે જેની વૃદ્ધિ થઈ શકે છે અને જે શાશ્વત સુખાદિક આપવા સમર્થ છે, તે સંયમ વીર્યને અમારો વારંવાર નમસ્કાર હો ! ૮

**कम्मद्दुमुम्मूलणकुंजरस्स,**
**नमो नमो तिव्वतवोभरस्स ॥**
**अणेगलद्धीण निबंधणस्स,**
**दुस्सज्झअत्थाण य साहणस्स ॥ ९ ॥**

જેના પ્રભાવે ગૌતમસ્વામીના જેવી અનેક ઉત્તમ લબ્ધિઓ ઉત્પન્ન થાય છે, તેમજ દુઃસાધ્ય (મહાસુશીબતે મેળવી શકાય એવા ) અર્થ પણ જેના વડે સુસાધ્ય ( સુખે મેળવી શકાય એવા ) થઈ શકે છે તથા જે સમર્થ હાથીની પેરે કર્મરૂપી વૃક્ષને સમૂળગુ ઉખેડી નાંખે છે તે તીવ્ર તપોભર ( આંબિલ વર્ધમાનાદિક અનેક પ્રકારના આકરા બાહ્ય અને અભ્યતર તપસમુદાય ) ને અમારો વારંવાર નમસ્કાર હો ! ૯

**इय नवपयसिद्धं, लद्धिविज्जासमिद्धं ।**
**पयडिअसरवग्गं, ह्रींतिरेहासमग्गं ॥**
**दिसिवइसुरसारं, खोणिपीढावयारं ।**
**तिजयविजयचक्कं, सिद्धचक्कं नमामि ॥ १० ॥**

ઉક્ત નવપદોથી નીપજેલા, લબ્ધિ અને વિદ્યાવડે યુક્ત, નિર્મિત કર્યા છે સ્વર અને कु ( ક, ખ, ગ, ઘ, ઙ. ), चु (ચ, છ, જ, ઝ, ઞ ), टु ( ટ, ઠ, ડ, ઢ, ણ), तु (ત, થ. દ, ધ, ન), पु (પ, ફ, બ, ભ, મ ) એ પાંચ વર્ગ

તથા य વર્ગ ( ય, ર, લ, વ ) અને श વર્ગ ( શ, ષ, સ, હ ) મળીને વ્યંજનો જેમાં, ह्रीँ એ મંત્રાક્ષરરૂપ રેખાથી સંયુક્ત અને દશ દિગ્પાલો અને બીજા દેવો છે મુખ્ય જેમાં એવા ત્રણ જગતના વિજયને માટે ચક્રરૂપ ક્ષોણિ પીઠ ઉપર અવતરેલા–પ્રગટ થયેલા શ્રી સિદ્ધચક્ર યંત્રને હું નમન કરૂં છું. ૧૦

સૂચના—ઉપરના શ્લોકમાં સૂચવેલા યંત્રમાં "लद्धिविज्जासमिद्धं ( લબ્ધિ અને વિદ્યાવડે યુક્ત )" એ પદમાં સ્થિત "લબ્ધિ" શબ્દથી અડતાલીશ લબ્ધિપદ ( લબ્ધિધારીઓના નમસ્કારાત્મક પદ ) ની સ્થાપના કરવાની છે અને "વિદ્યા" શબ્દથી સોળ વિદ્યાદેવીઓની સ્થાપના કરવ.ની છે.

આ સિવાય ઉપરના શ્લોકમાં ઉપલબ્ધ નહિ થતા અન્ય પણ દેવ–દેવીઓ વગેરેની સ્થાપના નમસ્કારાત્મક પદથી કરવાની છે તથા તેનુ યંત્રસ્વરૂપ ખાસ રચના અને પદોથી આપવાનું છે જેનું વિસ્તારથી સ્વરૂપ અન્ય ગ્રંથોથી જાણી લેવું. અત્ર તો શ્લોકનો શબ્દાર્થ માત્ર આપી સંતોષ ધરીએ છીએ.

ઇતિ શમ્

# શ્રી નવપદનું આરાધન કરનારાઓને દરેક પદ દીઠ બોલવાના દુહા.

## પ્રથમ શ્રી અરિહંત પદ.

અરિહત પદ ધ્યાતો થકો, દવ્વહ ગુણ પજ્જાયે રે;
ભેદ છેદ કરી આત્મા, અરિહંત રૂપી થાયે રે.
વીર જિનેશ્વર ઉપદિશે, સાંભળજો ચિત્ત લાઈ રે;
આત્મ ધ્યાને આત્મા, ઋદ્ધિ મળે સવિ આઇ રે. ૧

અરિહતપદ કેવું છે ? શ્વેત વર્ણે છે. બારગુણે કરી સહિત છે, પૂજવા જોગ છે, માનવા જોગ છે, આદરવા જોગ છે, તેવા શ્રી અરિહંત પદને મારી વારંવાર વંદણા હોજો.

## બીજું શ્રી સિદ્ધ પદ

રૂપાતીત સ્વભાવ જે, કેવલ દંસણ નાણી રે;
તે ધ્યાતા નિજ આત્મા,હોય સિદ્ધ ગુણ ખાણીરે. વીર૦ ૨

સિદ્ધપદ કેવું છે ? રક્તવર્ણે છે, આઠ ગુણે કરી સહિત છે, પૂજવા જોગ છે, માનવા જોગ છે, ધ્યાવવા જોગ છે, તેવા સિદ્ધ ભગવાનને મારો વારવાર નમસ્કાર હોજો.

## ત્રીજું શ્રી આચાર્ય પદ.

ધ્યાતા આચારજ ભલા, મહામંત્ર શુભ ધ્યાની રે;
પંચ પ્રસ્થાને આત્મા, આચારજ હોય પ્રાણી રે. વીર૦ ૩

આચાર્ય પદ કેવુ છે? છત્રીશ ગુણે કરી બિરાજમાન છે. પીત વર્ણે છે, પૂજવા જોગ છે, માનવા જોગ છે, ધ્યાવવા જોગ છે, આદરવા જોગ છે, તેવા શ્રી આચાર્ય પદને મારો નમસ્કાર હોજો.

## ચોથું શ્રી ઉપાધ્યાય પદ.

તપ સજ્ઝાયે રત સદા, દ્વાદશ અંગના ધ્યાતા રે,
ઉપાધ્યાય તે આત્મા, જગબંધવ જગત્રાતા રે. વીર૦ ૪

ઉપાધ્યાય પદ કેવુ છે? પચીશ ગુણે કરી સહિત છે, નીલવર્ણે છે, પૂજવા જોગ છે, જાણવા જોગ છે, આદરવા જોગ છે, આત્માને હિતકારી છે, તેવા શ્રી ઉપાધ્યાય પદને મારી વારંવાર વંદણા હોજો.

## પાંચમું શ્રી સાધુ પદ

અપ્રમત્ત જે નિત્ય રહે, નવિ હરખે નવિ શોચે રે,
સાધુ સુધા તે આત્મા, શુ મૂડે શું લોચે રે? વીર૦ ૫

શ્રી સાધુ પદ કેવું છે? સત્તાવીશ ગુણે કરી સહિત છે, શ્યામ વર્ણે છે, પૂજવા જોગ છે, માનવા જોગ છે, આદરવા જોગ છે, આત્માને હિતકારી છે, તેવા શ્રી સાધુ પદને મારી વારંવાર વંદણા હોજો.

## છઠ્ઠું શ્રી દર્શન પદ.

શમસ વેગાદિક ગુણા, ક્ષય ઉપશમે જે આવે રે,
દર્શન તેહિજ આત્મા, શું હોય નામ ધરાવે રે? વીર૦ ૬

દર્શન પદ કેવું છે ? સડસઠ્ઠ ગુણે કરી સહિત છે, શ્વેત વર્ણે છે, પૂજવા જોગ છે, માનવા જોગ છે, ધારવા જોગ છે, આદરવા જોગ છે, આત્માને હિતકારી છે, તેવા શ્રી દર્શનપદને મારી ક્રોડ ક્રોડવાર વંદણા હોજો.

## સાતમું શ્રી જ્ઞાન પદ

જ્ઞાનાવર્ણી જે કર્મ છે, ક્ષય ઉપશમ તસ થાયરે;
તો હુએ તેહિજ આત્મા, જ્ઞાન અબોધતા જાયરે. વીર૦ ૭

જ્ઞાનપદ કેવું છે ? એકાવન ગુણે કરી સહિત છે, શ્વેત વર્ણે છે, પૂજવા જોગ છે, માનવા જોગ છે, આદરવા જોગ છે, ધારવા જોગ છે, આત્માને હિતકારી છે, તેવા શ્રી જ્ઞાનપદને મારી ક્રોડ ક્રોડવાર વંદણા હોજો.

## આઠમું શ્રી ચારિત્ર પદ

જાણ ચારિત્ર તે આત્મા, નિજ સ્વભાવમાં રમતોરે;
લેશ્યા શુદ્ધિ અલંકર્યો, મોહવને નવિ ભમતો રે. વીર૦ ૮

ચારિત્રપદ કેવુંછે ? સીત્તેર ગુણે કરી બિરાજમાન છે, શ્વેત વર્ણે છે, પૂજવાજોગ છે, માનવાજોગ છે, આદરવાજોગ છે, ધારવાજોગ છે, તેવા શ્રી ચારિત્રપદને મારો નમસ્કાર હોજો.

## નવમું શ્રી તપ પદ.

ઈચ્છારોધે સંવરી, પરિણતિ સમતાયોગેરે;
તપ તે એહિજ આત્મા, વર્તે નિજગુણ ભોગેરે. વીર૦ ૯

તપપદ કેવું છે ? બારગુણે કરી સહિત છે, શ્વેત વર્ણે છે, પૂજવા જોગ છે, માનવા જોગ છે, આદરવા જોગ છે, આત્માને હિતકારી છે, તેવા શ્રી તપપદને મારી ક્રોડ ક્રોડવાર વંદણા હોજો.



# શ્રી સિદ્ધચક્ર આરાધન વિધિ.

---

ઉપર કહ્યા મુજબ નવપદના ગુણ સમજી શાશ્વત સુખના અર્થીજનોએ તેનુ સદા સદ્ભાવથી સેવન કરવુ. ત્રિકાલપૂજા, સેવા–ભકિત–બહુમાનપૂર્વક મનમાં નિરંતર નવપદનું સ્મરણ કરવું, દૃઢ અભ્યાસથી નવપદનું ધ્યાન ધરનાર પોતેજ નવપદ રૂપ થઈ શકે છે. તેથી અહોનિશ હૃદયકમળમાં નવપદનું સ્થાપન કરી રાખવુ જરૂરનુ છે. આસો અને ચૈત્ર માસમાં વિશેષે કરીને શુદિ ૭ થી શુદિ ૧૫ સુધી નિરતર 'આયંબિલ' તપનુ સેવન કરવુ અને એ નવ દિવસમાં અનુક્રમે એક એક દિવસ ૐ હ્રીં પૂર્વક ૧ નમો અરિહંતાણ, ૨ નમો સિદ્ધાણં, ૩ નમો આયરિયાણં, ૪ નમો ઉવજ્ઝાયાણ, ૫ નમો લોએ સવ્વસાહૂણ, ૬ નમો દસણસ્સ, ૭ નમો નાણસ્સ, નમો ચારિત્તસ્સ, ૯ નમો તવસ્સ એ નવપદનુ ગણુણુ ગણવુ. દરેક પદનો ૨૦૦૦ વાર જાપ કરવો અથવા એકેક પદની ૨૦ નવકારવાળી ગણવી ગણણું ગણતાં અરિહંતાદિક પદમાંજ ઉપયોગ સ્થિર કરવો સ્થિર આસન કરી મન તથા ઇંદ્રિયોને કાબુમાં રાખી, એકાંત અને પવિત્ર સ્થળમાં અડગ ધ્યાન ધરવુ, ઉભયકાળ પ્રતિક્રમણ અને પડિલેહણ તથા ત્રિકાલ દેવવંદન સંબધી ક્રિયા યથાવિધિ પ્રમાદ રહિત કરવી. પ્રતિક્રમણ એટલે કરેલાં પાપનુ પશ્ચાત્તાપ પૂર્વક સદ્ગુરૂ સ-

મીપે આલોચન કરી, નિઃશલ્ય થઈ, પુનઃ તેવાં પાપથી ડરતા રહેવું અને સર્વ જીવ ઉપર સમાન બુદ્ધિ રાખવી. રાગદ્વેષ, ક્રોધાદિક, નિંદા, ચુગલી, મિથ્યા આળ તથા કલહ આદિ નિંદ્ય કામથી સદતર દૂર રહેવું. યથાશક્તિ દાન દેવુ. નિર્મળ મન રાખી શુદ્ધ શીલ પાળવુ. નવ દિવસ સુધી વર્ણપ્રમાણે એકજ ધાન્યથી રસ કસ વિના, લુખાશ વૃત્તિથી, એકજ વખત, સ્થિર આસને ભોજન કરવું. પહેલે દિવસે શ્વેતઅન્ન ચોખા પ્રમુખ, બીજે દિવસે લાલઅન્ન ઘઊ પ્રમુખ, ત્રીજે દિવસે પીળું અન્ન ચણા પ્રમુખ, ચોથે દિવસે લીલુ અન્ન મગ પ્રમુખ, પાંચમે દિવસે કાળુ અન્ન અડદ પ્રમુખ અને છેલ્લા ચાર દિવસે શ્વેત અન્ન શાલિ પ્રમુખ રાંધેલું ધાન્ય વાપરી, દેહને આધાર આપવો મૈત્રી પ્રમુખ ચાર ભાવનાનું સદાય સેવન કરવું. સર્વે જીવોનુ સદાય હિત ઇચ્છવુ. સદ્ગુણીને દેખી પ્રમુદિત થવુ. દીન દુખીનું દુઃખ ટાળવા બનતું કરવુ અને કઠોર દિલના નિર્દય પ્રાણિ ઉપર પણ દ્વેષ લાવવો નહિ દેહાદિક પૌદ્ગલિક વસ્તુઓનુ અનિત્યપણુ અને અસારપણું વિચારી સદા શાશ્વત અને સારભૂત ધર્મનુંજ દઢ આલંબન લેવુ. સર્વજ્ઞપ્રણીત ધર્મજ આ દુઃખોદધિમાં ડૂબતા જીવોને સહાયભૂત છે નવપદમાં દેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણેનો સમાવેશ થાય છે. તેથી તેનું દઢતર અવલંબન કરવું ઉચિત છે. એ નવપદનું સવિશેષ સ્વરૂપ સદ્ગુરૂ સમીપે સમજી, તુચ્છ ફળની આશસા રહિત તેનુ સેવન કર-

વામાં આવે તો અલ્પકાળમાં અક્ષય સુખ પ્રાપ્ત થઈ શકે છે. ઉક્ત નવપદ અનંત ગુણનિધાન છતાં તેના અનુક્રમે ૧૨, ૮, ૩૬, ૨૫, ૨૭, ૬૭, ૫૧, ૭૦, અને ૧૨ ગુણો શાસ્ત્રમાં વર્ણવેલાં છે. તે પ્રમાણે તેટલા લોગસ્સનો કાઉસ્સગ્ગ, તેટલાંજ ખમાસમણાં અને તેટલીજ પ્રદક્ષિણા વગેરે કરણી સ્થિર ઉપ-યોગથી નવ દિવસ સુધી અનુક્રમે કરવી કહી છે. વળી દિન-દિન વિનય, વૈયાવચ્ચ, સ્વાધ્યાય, ધ્યાન પ્રમુખ ધર્મવ્યાપાર શુદ્ધ મન–વચન–કાયાના યોગથી કરતાં આત્મા અવશ્ય મોક્ષનો અધિકારી થાય છે આ પ્રમાણે નવપદનુ આરાધન સાડાચાર વર્ષ સુધી અને બની શકે તો જીવિત પર્યંત કરવાનું છે. સાડાચાર વર્ષમાં સર્વ મળીને ૮૧ આયંબિલ ઉપર મુજબ કરવાના છે, અને સાથે સાથે બીજી ધર્મકરણી યથાવિધિ સમજપૂર્વક કરવાની છે. દરેક ધર્મકરણી કરવાનો પરમાર્થ સદ્ગુરૂ સમીપે સમજી તેનુ સેવન કરનારને યથાર્થ લાભ મેળવવા એટલુ અવશ્ય લક્ષમાં રાખવાની જરૂર છે કે તે કરણી નિષ્કપટપણે કરવી. ભય, પરિણામની ચંચળતા, દ્વેષ, અરૂચિ અને ખેદ રહિત ચઢતે પરિણામે બની શકે તેવી અને તેટલી ધર્મકરણી કરવી દોષ રહિત કરેલી કરણી ઉત્તમ ફળ આપે છે તેવુ ફળ સદોષ કરણીથી થતું નથી.

એમ સમજી, સુજ્ઞ સજ્જનોએ સર્વ મત કદાગ્રહ મૂકી દઈ ઉક્ત નવપદનું સ્વરૂપ યથાર્થ રીતે નિષ્પક્ષપાતપણે નિર્ધારી તેનું સેવન–આરાધન નિર્મળ શ્રદ્ધાથી ઉલ્લસિત ભાવે પ્રમાદ

રહિત કરવું. એવી રીતે શુદ્ધ ભાવથી સિદ્ધચક્રજીની આરાધના કરનાર શ્રી શ્રીપાળ અને મયણાસુંદરીની પેરે અત્ર મનુષ્યભવમાં અદ્ભુત સુખ અનુભવી અનુક્રમે સ્વર્ગનાં અને મોક્ષનાં અક્ષય અનંત સુખ પ્રાપ્ત કરી શકે છે.

અત્ર દર્શાવેલ આરાધન વિધિ સામાન્યરીતે વીશસ્થાનક પ્રમુખ અન્ય તપનું આરાધન કરવા ઈચ્છનાર ભવ્ય જનોને પણ યથાયોગ્ય ઉપયોગી થઈ શકે એમ હોવાથી તે તરફ તેમનું ખાસ લક્ષ દોરવામાં આવે છે. ઇતિશમ્

## કાઉસ્સગ્ગ ખમાસમણાંની સમજ નીચે મુજબ છે.

| પદનું નામ. | લોગસ્સ. | ખમાસમણાં. | નવકારવાળી. |
|---|---|---|---|
| ૧ ૐ હ્રીં નમો અરિહંતાણં. | ૧૨ | ૧૨ | ૨૦ |
| ૨ ,, ,, સિદ્ધાણં. | ૮ | ૮ | ૨૦ |
| ૩ ,, ,, આયરિયાણં. | ૩૬ | ૩૬ | ૨૦ |
| ૪ ,, ,, ઉવજ્ઝાયાણં. | ૨૫ | ૨૫ | ૨૦ |
| ૫ ,, ,, લોએ સવ્વસાહૂણં. | ૨૭ | ૨૭ | ૨૦ |
| ૬ ,, ,, દંસણસ્સ. | ૬૭ | ૬૭ | ૨૦ |
| ૭ ,, ,, નાણસ્સ. | ૫૧ | ૫૧ | ૨૦ |
| ૮ ,, ,, ચારિત્તસ્સ. | ૭૦ | ૭૦ | ૨૦ |
| ૯ ,, ,, તવસ્સ | ૧૨ | ૧૨ | ૨૦ |

# તપનો પ્રભાવ તથા તપ કરવાની આવશ્યકતા.

---

"સમતા સહિત કરવામાં આવતા તપથી નિકાચિત કર્મનો પણ ક્ષય થઇ શકે છે." તો પછી બીજા સામાન્ય શિથિલ કર્મોનુ કહેવુજ શુ ?

પ્રદીપ્ત કરેલા "તપ–અગ્નિવડે અશુદ્ધ એવુ જીવ–સુવર્ણ વિશુદ્ધ થઇ શકે છે" એટલે કે બાહ્ય અને અભ્યતર તીવ્ર તપને સેવવાથી આત્મા ઉજ્વલ થાય છે.

"તીર્થંકરોએ પોતે પણ તપ સેવ્યો છે અને તેથી અદ્ભુત લાભ જાણી ભવ્યજનોના હિત માટે તીર્થંકરોએજ તપનુ સેવન કરવા ફરમાન કરેલુ છે. તપથી દ્રવ્ય ભાવ લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે, ભવસતતિનો ક્ષય થાય છે, રોગનુ નિર્મૂલન થાય છે, કર્મનો અત થાય છે, વિઘ્નો વિસરાળ થઇ જાય છે, ઇંદ્રિયોનું દમન થાય છે, મગળમાળા વિસ્તરે છે, ઇષ્ટ અર્થ સિદ્ધ થાય છે, દેવતાનુ આકર્ષણ થાય છે, તેમજ તેથી કામ-વિકાર નષ્ટ થાય છે; માટે મોક્ષના અર્થી જનોએ એવા કલ્યાણકારી તપનુ સેવન અવશ્ય કરવુ જોઈએ"

૧. **ઋષભદેવ ભગવાન** એક વર્ષ પર્યંત અને **વર્ધમાન સ્વામી** છ માસ પર્યંત અશનાદિક આહાર રહિત ઉપોષિતપણે વિચર્યા અને પ્રમાદ રહિત સયમમાર્ગને પાળતા ધ્યાનમાં ઝક-

ઊળ રહ્યા હતા એમ ઉપદેશમાળાદિક શાસ્ત્રથકી જાણી આત્માર્થી જનોએ એ રીતે તપનુ યથાશક્તિ સેવન કરવામાં અધિક આદર રાખવો યુક્ત છે.

૨. દુષ્કર તપકરવાવડે સઘળાં ઘનઘાતિ કર્મોનો ક્ષય કરી, નિર્મળ કેવળજ્ઞાન પ્રાપ્ત કરી, તીર્થંકરોએ ભવ્ય જીવોના હિત માટે દ્વાદશવિધ ( બાર પ્રકારના ) તપનુ પ્રતિપાદન કર્યું. તેમાં ૧ અનશન, ૨ ઊણોદરી, ૩ વૃત્તિસંક્ષેપ, ૪ રસત્યાગ, ૫ કાયક્લેશ ( દેહદમન ) અને ૬ [1]કૂર્મવત્ કાયસલીનતા, એ ૭ પ્રકારનાં બાહ્ય તપ અને ૧ પ્રાયશ્ચિત, ૨ વિનય, ૩ વૈયાવચ્ચ, ૪ સ્વાધ્યાય, ૫ ધ્યાન અને ૬ કાયોત્સર્ગ, એ છ પ્રકારનો અભ્યતર તપ કરવો પ્રકાશેલ છે. બાહ્ય તપ સેવન કરવાનું અભ્યતર તપની પુષ્ટિ માટે ભગવાને કહેલુ છે તેથી જેમ વિનયાદિક તપોગુણની વૃદ્ધિ થવા પામે તેમ લક્ષપૂર્વક તે બાહ્ય તપનુ સેવન કરવુ ઘટે છે અને ત્યારેજ તેની સાર્થકતા છે અભ્યતર તપથી આત્માનુ એકાંત હિત સપજે છે

૩ તપવડે સુવર્ણપુરૂષાદિક સિદ્ધિયો પ્રાપ્ત થાય છે, તેમજ તપવડે ચિલાતિપુત્રાદિકની પેરે [2]ભવસંતતિનો પણ ક્ષય થાય છે. જૂઓ ! ચિલાતિપુત્રે ઉપશમ, વિવેક અને સંવર એ ત્રણજ પદોનાં શ્રવણ, મનન અને નિદિધ્યાસરૂપ વજ્રવડે પાપપર્વતનુ વિદારણ કરી પોતાના આત્માનો ઉદ્ધાર કર્યો.

---

૧ કાચમાની પેરે શરીરના અગોપાગ સકોચીને રાખવા.

૨ જન્મ-મરણની પરપરા.

એટલે એથી ભવાંતરમાં કર્મમાત્રનો ક્ષય કરી મોક્ષવરમાળા પણ વરશે. માટે ઠીકજ કહ્યું છે કે "જે કંઈ દૂર, દુરારાધ્ય અને દેવતાઓને પણ દુર્લભ છે તે સઘળુ તપવડે સાધ્ય થાય છે. તપનો પ્રભાવ ખરેખર અચિન્ત્ય છે." [૧]

૪. શ્રી સિદ્ધચક્રનુ આરાધન કરતાં આયંબિલ તપવડે **શ્રી શ્રીપાળ મહારાજાનો** કુષ્ટરોગ (કોઢ) શાન્ત થયો અને તેની કાયા કંચનવર્ણી થઈ. એ રીતે બીજા સાતસેં કુષ્ટીઓનો રોગ પણ દૂર થયો.

૫ બ્રહ્મ–સ્ત્રી–બાળ–ગૌહત્યાદિક દુષ્કર્મ કરનાર દઢપ્રહારી તપવડે કઠણ કર્મનો ક્ષય કરી સદ્ગતિ પામ્યા.

૬. દ્વારિકાનગરીમાં દ્વૈપાયનદેવકૃત ઉપસર્ગો, આયંબિલ તપના પ્રભાવથી, દ્વાદશ વર્ષ પર્યંત અટકી શકયા. જ્યારે લોકો તપ કરવામાં મંદ–શિથિલ પરિણામી થયા ત્યારેજ ઉપસર્ગો પ્રગટ થયા.

૭. "ઇન્દ્રિયો રૂપ વિવરવડે વાંચ્છારૂપ પવનનું ભક્ષણ કરી ચિત્તરૂપી કરંડીયામાં સ્થિતિ કરનારા રાગાદિક દોષરૂપ ભુજંગો અતિ ભયંકર બને છે, પરંતુ જો તેમને સર્વથા ભૂખ્યા રાખવામાં આવે છે તો ખરેખર થોડાજ વખતમાં તેઓ નાશ

---

૧ શ્રી તીર્થંકર પદવી પ્રાપ્ત કરવા પહેલાના ત્રીજા ભવમા અરિહંતાદિક વીશસ્થાનક પૈકી એક, બે યાવત્ વીશે સ્થાનકોનુ યથાવિધિ આરાધન કરીનેજ કોઇ વિરલ મહાશયો શ્રી તીર્થંકરનામ-કર્મને નિકાચે છે, જેના પરિણામે તેઓ ત્રિભુવનને પૂજવા લાયક બને છે એને વીશસ્થાનક આરાધન તપ પણ કહે છે

પામે છે અને પછી પૂર્વે નહિ અનુભવેલુ અતિ અદ્ભુત સુખ પ્રગટે છે." એવી રીતે તપવડે ઇંદ્રિયદમન અને રાગાદિ દોષોનો પણ નિગ્રહ થાય છે.

૮ કુગ્રહપીડા અને દુર્નિમિત્તાદિકનો ક્ષય કરનાર અને સુખસંપદાને મેળવી આપનાર તપ ખરેખર મંગળકારી છે.

૯ અઠ્ઠમતપના પ્રભાવવડે માગધ, વરદામ, ગંગા, સિંધુ અને પ્રભાસના અધિપતિ દેવોનો પણ મનમાનતો જય ચક્રવર્તીઓ કરી શકે છે.

૧૦. તપવડે **હરિકેશીબલ મુનિની** પેરે દેવનું આકર્ષણ થાય છે એટલે તપના પ્રભાવે દેવતા પણ દાસ થઇ તપસ્વી જનોની સેવા–ભક્તિમાં હાજર રહે છે.

૧૧. "એક રસનેંદ્રિયદ્વારા જ્યાંસુધી અન્ન–જળ નિયમ વગર મળ્યાં કરે છે ત્યાંસુધી પ્રાણીઓનાં ઉદગ્ર[1] કર્મ, દેહ–દુર્ગને[2] તજીને જતાં નથી" એ રીતે તો રાગાદિક ઉલટા મજબુત બને છે આ હેતુથીજ અનશન, ઊનોદરી પ્રમુખ બાહ્યતપનું નિર્માણ કરેલ છે અને સરસ–માદક આહાર તેમજ અતિ ઘણો ( જરૂર કરતાં વધારે ) નીરસ આહાર પણ બ્રહ્મચારી જનોને અવશ્ય વર્જવો કહ્યો છે. ઇત્યાદિક અનેકાનેક હેતુઓવડે તપનો પ્રભાવ અને તપ કરવાની આવશ્યકતા સહજ સિદ્ધ થાય છે. ઇતિ શમ્.

---

૧ આકરા. ૨ કિલ્લા.

# વીશસ્થાનક પદનું ટુંક વિવેચન.

( એ તપનુ આરાધન કરવા ઇચ્છિનારને ખાસ ઉપયોગી. )

૧. **શ્રી અરિહંતપદ**—' સવી જીવ કરૂ શાસન રસી ' એવી ઉત્તમ ભાવનારૂપ ભાવદયાના પરિણામપૂર્વક નિર્મળ આચાર-વિચારવડે તીર્થંકર નામકર્મ ઉપાર્જનકરી પ્રાયઃઉત્તમ પ્રકારના દેવલોકમાં ઉપજી, ત્યાંથી ચ્યવી, ઉત્તમ કુળમાં ત્રણ જ્ઞાનસહિત મનુષ્યપણે અવતરી, અનુક્રમે સકળ ભોગસામગ્રી તજી, પરમ વૈરાગ્ય પામી, વરસીદાનવડે દીન-દુ ખીજનોનો ઉદ્ધાર કરી, સહુ સ્વજન વર્ગ પ્રમુખને સ તોષી, જે અપ્રમત્ત ભાવે દીક્ષા ગ્રહી, દુષ્કર તપવડે ઘનઘાતિ કર્મને ખપાવીને જે કેવળજ્ઞાનાદિક અન ત આત્મ-સ પદા પામે છે અને સકળ ઇંદ્રોવડે પૂજિત છતા, દેવનિર્મિત સમવસરણમાં સ્થાપિત કરેલા સિંહાસન ઉપર વિરાજમાન થઇને, ભવ્યજનોને અમૃત સમાન હિત-ઉપદેશ અગ્લાનપણે આપે છે તે **અરિહંત-તીર્થંકર પદ** ( પદવી ) સહુ કરતાં શ્રેષ્ઠ ઉપકારક હોવાથી અવશ્ય આરાધવા યોગ્ય છે વળી એ અરિહત પદ પચ પરમેષ્ઠીમાં પ્રધાન છે અને નામ-સ્થાપનાદિક ચારે નિક્ષેપે સદાય નમન, પૂજન અને ધ્યાન કરવા યોગ્ય છે.

૨. **શ્રી સિદ્ધપદ**—સકળ કર્મ ઉપાધિ સર્વથા નિવારીને આત્માનુ સહજ નિરૂપાધિક શાશ્વત્ સુખ આપવા સમર્થ શ્રી

જિનેશ્વર ભગવાનના સનાતન માર્ગને અનુસરી સમ્યગ્ દર્શન–જ્ઞાન અને ચારિત્રરૂપ રત્નત્રયીનું યથાર્થ આરાધન કરી આત્માની અનંત શક્તિ–અનંત સુખસમૃદ્ધિને આવરનારાં સકળ કર્મબંધનને તોડી નાખી, જેઓ જન્મ–જરા–મરણાદિક દુઃખથી રહિત, અક્ષય–અવિનાશી શિવસંપદાને વરે છે તે સઘળા સિદ્ધ પરમાત્માઓનું આરાધન આ સિદ્ધપદથી થઈ શકે છે. તે પદ પરમ નિર્મળ આત્મસ્વરૂપને પમાડનાર છે

૩. **શ્રી પ્રવચનપદ**–તીર્થંકર ભગવાનનાં પ્રકૃષ્ટ વચનરૂપ આજ્ઞા પ્રમાણે વર્તનારા સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા રૂપ ચતુર્વિધ સંઘને તીર્થંકરની પેરે પરમ પ્રેમભાવથી સેવવો યોગ્ય છે. શ્રી તીર્થંકર મહારાજ પણ દેશનાના આરંભમાં ' નમો તિથ્થસ્સ ' કહે છે એટલે શ્રી સંઘને નમસ્કાર કરે છે, તો પછી તીર્થંકર ભગવાને માન્ય કરેલા શ્રી સંઘને કોણ ન માને ? અ-પિતુ સહુ કોઈ શાસનરાગીજનોએ શ્રી સંઘનો વિશેષે આદર કરવો જોઈએ. શ્રી સંઘ અનેક સદ્ગુણી આત્માઓના સમુદાયરૂપ હોવાથી તેને અનંત ગુણ–રત્નોનો નિધાન માની સદાય સેવવો યોગ્યજ છે. શ્રી સંઘની શુભ દૃષ્ટિ પ્રાણીઓના રાગદ્વેષાદિક ભાવ રોગોને ટાળવા અમૃત સમાન ઉપયોગી છે. કોઈ ધન્ય–કૃતપુન્ય જનો શ્રી સંઘનું યથાવિધિ આરાધન કરે છે–કરી શકે છે.

૪ **શ્રી આચાર્યપદ**–પાંચે ઇંદ્રિયોનું દમન, નવવિધ બ્રહ્મચર્યનું પાલન, ચાર કષાયનો જય, પાંચ મહાવ્રતનું પાલન,

પંચાચારનું સંસેવન, તેમજ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું પાલન; એ ૩૬ ગુણો અથવા એવા અનેક ગુણોના સમુદાય જેમનામાં ઝળહળી રહ્યા હોય, જેઓ સંયમ–વ્રતમાં શિરોમણિ હોય, તેમજ સકળ શાસ્ત્રમાં પણ પારગામી હોય, તે આચાર્ય ભગવંતો જૈન શાસનને અત્યંત ઉપકારક હોવાથી સદાય સેવવા—આરધના કરવા યોગ્ય છે.

૫ શ્રી સ્થવિર પદ–નિર્મળ જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિક ગુણોનું સંસેવન કરવાથી જેઓએ પોતાના આત્માને સ્થિર શાન્ત કરેલો છે અને ઉત્તમ પ્રકારની ક્ષમા, મૃદુતા અને સરલતાદિક સદ્‌ગુણો વડે જેઓ અન્ય સાધુજનોને યથાઅવસર જરૂર પૂરતી સહાય આપી સંયમ માર્ગમાં સ્થિર કરે છે, તે સ્થવિર સાધુઓ જૈનશાસનને દીપાવનાર હોવાથી, તેમજ નવીન અને શિથિલ થયેલા સાધુઓને આલંબનભૂત હોવાથી સદાય સેવવા યોગ્ય છે.

૬. શ્રી ઉપાધ્યાયપદ–નિર્મળ શાસ્ત્રબોધ સહિત શુદ્ધ ચારિત્ર પાળવામાં સદાય સાવધાન રહી, કેવળ ઉપકાર દૃષ્ટિથી સાધુસમુદાયને અનેક પ્રકારે સહાય આપી જેઓ પત્થર જેવા જડબુદ્ધિવાળા શિષ્યોને પણ સુશિક્ષિત કરે છે અને ઉત્તમ રહેણી–કરણી વડે શિષ્યોને સુવિનીત બનાવે છે, તે આચાર્યને, ગચ્છને, યાવત્ શ્રી સંઘને સહાયક શ્રી ઉપા·

ધ્યાય ભગવંતોને સહુ કોઇ આત્માર્થી જનોએ શુદ્ધ પ્રેમભાવ-થી સદાય સેવવા યોગ્ય છે.

૭. શ્રી સાધુપદ—સાંસારિક સુખની અસારતા જોઇને તથા જન્મ મરણનાં અનંત દુઃખથી ત્રાસ પામીને સંસારનો ફેરો ટાળવા અને શાશ્વત્ સુખમાં ઠરવા માટે આત્મિકશક્તિ અજમાવી, અનુક્રમે સાંસારિક બંધનોને કાપી, ઉજ્વળ રત્ન-ત્રયીનું પાલન કરતા સદ્ગુરૂનું શરણ લહી, પ્રમાદરહિત કેવળ આત્મામાંજ લક્ષ રાખી, જે સંયમ માર્ગને સારી રીતે પાળે છે અને અન્ય આત્માર્થી જનોને પણ યથાશક્તિ સહાય આપી સન્માર્ગે ચઢાવે છે, તે સાધુજનો સ્વ—પર ઉપકારક હોવાથી સદાય સેવવા યોગ્ય છે

૮. શ્રી જ્ઞાનપદ—જેથી સ્વ—પરને, જડ—ચેતનને, ગુણ-દોષને, હિત—અહિતને, ભક્ષ્યાભક્ષ્યને, યાવત્ કર્તવ્યાકર્તવ્યને ઓળખી શકાય અને અનાદિ અજ્ઞાન—અવિદ્યા—જડતા ટાળી શકાય, જેથી હૃદયમાં વિવેકદીપક પ્રગટ થતાં આત્મપ્રકાશ થાય, અધ્યાત્મ સ્વરૂપ જાગે, તે જ્ઞાન અત્યંત ઉપકારક હો-વાથી આત્મકલ્યાણને ઇચ્છતા સહુ કોઈ ભાઇ બહેનોએ અ-વશ્ય અભ્યાસવું—આરાધવુ યોગ્ય છે

૯. શ્રી દર્શનપદ—જેવડે સર્વજ્ઞ ભગવાને ભાખેલા જીવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ, મોક્ષ અને નિર્જ-

રારૂપ નવ તત્ત્વ તથા ષટ્* દ્રવ્ય, સપ્તભંગી, + સપ્તનય,× ચાર નિક્ષેપા પ્રમુખ સર્વ ભાવોને સત્ય પ્રામાણિક લેખી અવધારી શકાય, જે સંયમાદિક સકળ ગુણના પાયારૂપ છે, જેમ એકડા વગરનાં મીંડાં નકામાં છે તેમ જેના વગર કરેલી ક્રિયા ક્લેશરૂપ થાય છે, પણ કલ્યાણરૂપ થતી નથી, તે દર્શન પદ સદા સેવવા યોગ્ય છે ચિંતામણિ રત્ન સમાન સુખદાયી સમ્યક્ત્વને પામવા અને અભ્યાસવડે ભાગ્યયોગે પામી, તેની રક્ષા અને પુષ્ટિ કરવા અન્ય સ્થળે વિસ્તારથી કહેલા તેના દૂષણ-ભૂષણ પ્રમુખ ૬૭ બોલો સારી રીતે સમજી તેમાં વિવેક ધારવો જોઇએ. (જુઓ "શ્રદ્ધાશુદ્ધિ ઉપાય" વિ૦)

૧૦. **શ્રી વિનયપદ**–જેવડે રાગ દ્વેષાદિક દુશ્મન માત્ર મૂળથી દૂર થઇ જાય તે વિનય કહેવાય છે. ગુણ-ગુણી પ્રત્યે મૃદુતા રાખી આત્મામાં ઉત્તમ ગુણ પ્રગટ કરવા માટે સદ્ગુણીને દેખીને કે સાંભળીને મનમાં પ્રમુદિત થવું; તથા તેવા સદ્ગુણી સજ્જનોની યથાશક્તિ ભક્તિ, બહુમાન, ગુણસ્તુતિ

---

* ૧ ધર્માસ્તિકાય, ૨ અધર્માસ્તિકાય, ૩ આકાશાસ્તિકાય, ૪ પુદ્ગલાસ્તિકાય, ૫ જીવાસ્તિકાય અને ૬ કાલ.

+ ૧ સ્યાત્ અસ્તિ, ૨ સ્યાત્ નાસ્તિ, ૩ સ્યાત્ અસ્તિ-નાસ્તિ, ૪ સ્યાત્ અવક્તવ્ય, ૫ સ્યાત્ અસ્તિ અવક્તવ્ય, ૬ સ્યાત્ નાસ્તિ અવક્તવ્ય, ૭ સ્યાત્ અસ્તિ-નાસ્તિ યુગપત્ અવક્તવ્ય.

× ૧ નૈગમ, ૨ સંગ્રહ, ૩ વ્યવહાર પ્રમુખ. (જૂઓ "જૈન-તત્ત્વપ્રવેશિકા")

કરી આપણે પણ તેવા સદ્‌ગુણી થવા ઈચ્છા રાખવી, એટલુંજ નહિં પણ તેવા સદ્‌ગુણોનો વારંવાર પરિચય રાખવો, સંત સુસાધુજનોના નજીવા અવગુણ ઉઘાડા પાડી તેમની કોઇ રીતે વિગોવણા કરવી નહિં, તેમજ તેમની અવજ્ઞા–આશાતનાદિક કરવારૂપ વિરાધનાથી તો સદંતર દૂરજ રહેવું અને અરિહંતાદિક પૂજ્ય પદો પ્રત્યે પૂર્ણ પ્રેમ પ્રગટાવી યથાયોગ્ય વિનય કરવો. વિનય વડેજ વિદ્યા, વિજ્ઞાન અને ચારિત્ર ધર્મની અનુક્રમે પ્રાપ્તિ થતાં છેવટે મોક્ષપદ પ્રાપ્ત થાય છે તે માટે સકળ ગુણોમાં સારરૂપ વિનય અવશ્ય સેવવા યોગ્ય છે.

૧૧. **શ્રી ચારિત્રપદ**–જેથી અનાદિસંચિત કર્મમળથી મુકત થઇ શકાય અને શુદ્ધ સ્ફાટિક રત્નસમાન નિર્મળ–નિષ્કષાય આત્માના સ્વાભાવિક સ્વરૂપને પામી શકાય, તે ચારિત્રપદને ઇન્દ્રાદિક દેવો પણ સદાય નમસ્કાર કરે છે. અનંતાનુબંધી આદિ કષાયોનો ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ થવાથી આ ચારિત્ર ગુણ પ્રગટે છે ઉત્તમ પ્રકારની ક્ષમા–સમતા રાખવી એ ચારિત્રનું ખરૂ રહસ્ય છે. એથી ચારિત્રવંત સજ્જનો શીઘ્ર સ્વહિત સાધી શકે છે, માટે તે સદાય સેવવા–આરાધવા યોગ્ય છે

૧૨. **શ્રી બ્રહ્મચર્યપદ**–જેથી સ્વરૂપચર્યા–સ્વરૂપ રમણતા અથવા શુદ્ધ ચારિત્રનો લાભ થાય, અનેક પ્રકારની વિષયાસક્તિ દૂર થઇ જાય અને આત્માના સ્વાભાવિક સુખનો

અનુભવ થાય તે બ્રહ્મચર્ય પદ વિશ્વવદિત છે યથાર્થ બ્રહ્મ-ચર્યનુ પાલન કરનાર મહાસુકૃતી છે ગમે તેવા અન્ય સુકૃત કરનાર પ્રાણી યથાવિધિ બ્રહ્મચર્ય પાળનારની હોડે આવી શકતાજ નથી, જેને માટે **વિજયશેઠ અને વિજયાશેઠાણી, સુદર્શન, જંબૂસ્વામી** અને **સ્થૂલભદ્રાદિક**નાં દષ્ટાંત સુપ્રસિદ્ધછે. યથાર્થ બ્રહ્મચર્યનું પાલન એ પરમ સતોષનુ પરિણામ હોવાથી અંતે અક્ષય સુખ મેળવી આપે છે, તેથી સહુ કોઈ કલ્યાણાર્થી ભાઈ બહેનોએ પૂર્ણ પ્રેમથી તેનુ પાલન કરવું ઉચિતજ છે બ્રહ્મચર્યનો મહિમા અચિન્ત્ય છે

૧૩. **શ્રી ક્રિયાપદ**–ક્રિયા–આચરણ વગરનુ એકલુ જ્ઞાન પાંગળુ છે અને જ્ઞાન વગરની એકલી ક્રિયા પણ આંધળી છે. પરતુ પરમાર્થ–સમજ સહિત કરવામાં આવતી સઘળી શુભ કરણી લેખે થાય છે. સર્વજ્ઞદેશિત સત્ ક્રિયા તરફ શુભ રૂચિ પ્રગટ થવી એ જ્ઞાનનુંજ શુભ પરિણામ સૂચવેછે તેથી જેમને અત્યત ક્રિયારૂચિપણુ તેમજ ક્રિયામાર્ગમાં આદર હોય છે, તેમને જ્ઞાનદશા પણ આકરી ( તીક્ષ્ણ ) હોવી ઘટે છે. વળી ક્રિયારૂચિ શુક્લપક્ષી એટલે અલ્પકાળમાં સસારનો અંત કરી મોક્ષમાં સધાવનાર હોય છે અને જેને હજુ ક્રિયારૂચિ પ્રગટીજ નથી તે કૃષ્ણપક્ષી એટલે સંસારચક્રમા વધારે લાંબો વખત પરિભ્રમણ કરનાર હોય છે. રહેણી–કરણી વગરની લૂખી કહેણી કેવળ ક્લેશરૂપ થાયછે. રસોઇનું નામ લેવા માત્રથીજ કઈ ભૂખ ભાગતી નથી, પણ તેનું સેવન–આસ્વાદન

કરવાથીજ ભૂખ શમે છે. ગતિ–ક્રિયા કરવાથીજ આપણે ધારેલા મુકામે પહોંચી શકીએ છીએ. એમ સમજી સત્ ક્રિયા-માર્ગમાં અધિક રૂચિ સેવવી ચોગ્ય છે

**૧૪. શ્રી તપપદ**—જેમ અગ્નિના અધિક તાપ આપ-વાથી સોનામાં રહેલો મેલ બળી જઈ, તે શુદ્ધ કાંચન–કુંદન થાયછે, તેમ શાસ્ત્રમાં કહેલાં અનેક પ્રકારનાં બાહ્ય–અભ્યંતર તપ ક્ષમાસહિત સેવન કરવાથી, આત્મામાં રહેલાં ચીકણાં–નિ-કાચિત કર્મ પણ ક્ષય પામી જાય છે અને આત્માનું શુદ્ધ સ્વાભાવિક સ્વરૂપ પ્રગટી નીકળે છે. એવો એ તપના પ્રભાવ જાણી, તીર્થંકર ગણધર જેવા તદ્ભવે મોક્ષ જનારા પણ તેનું ભાવથી સેવન કરે છે, માટે તે તપપદ સર્વથા સેવ્ય છે.

**૧૫. શ્રી ગૌતમપદ**—છઠ્ઠ છઠ્ઠ તપે પારણું કરનાર, ચાર જ્ઞાનના ધારક અને અઠ્ઠાવીશ મહાલબ્ધિના ધણી શ્રી ઇંદ્રભૂતિ શ્રી વીર પ્રભુના મુખ્ય ગણધર હતા. તેમનું ગોત્ર ‘ ગૌતમ ’ હોવાથી અને મહાલબ્ધિપાત્ર હોવાથી તેઓ ‘ ગૌતમ ’ નામથીજ વિખ્યાત થયા છે. તેમનું પવિત્ર નામ લેતાં ચોવીશે પ્રભુના સઘળા ૧૪૫૨ ગણધરોનું સ્મરણ કર્યું જાણવુ. શ્રી વીર પ્રભુ પ્રત્યેના તેમના પ્રેમ અકૃત્રિમ અને અનહદ હતો. તે જાણીને સહુ કોઇ સજ્જનોએ સ્વગુરૂ પ્રત્યે તેવોજ અકૃત્રિમ અને અપાર પ્રેમ ધારતાં શીખવું જો-ઈએ. પરમ વિનય ઉપર શ્રી ગૌતમસ્વામીનું દ્રષ્ટાંત અ-પાય છે. તેથી એ પદ અત્યંત પ્રેમથી આરાધવું ચોગ્ય છે.

વળી તીર્થંકર ગણધર જેવા પરમ પુરૂષો રત્નપાત્રતુલ્ય ગણાય છે, સામાન્ય સાધુજનો કાંચનપાત્રતુલ્ય, વિરતિવંત શ્રાવકો રજત (રૂપાનાં) પાત્રતુલ્ય, સમકિતવંત શ્રાવકો ત્રાંબાનાં પાત્ર તુલ્ય અને બીજા અવિરતિવંત મિથ્યાત્વી જનો લોઢા અને માટીનાં પાત્રતુલ્ય કહ્યા છે. એ વચન અનુસારે પણ જોતાં શ્રી ગૌતમપદ અતિ મહત્વનું જણાય છે.

૧૬. **શ્રી જિનપદ**–ક્રોધાદિક પ્રસિદ્ધ અઢાર દોષોનો ક્ષય કરી નાખવાથી, જેમને વીતરાગતા અને સર્વજ્ઞતાદિક આત્માની અનંત ગુણસમૃદ્ધિ પ્રગટ થએલી છે, તે જિન-પદ વિશ્વપ્રકાશક હોવાથી અત્યંત ઉપકારક છે. પ્રથમ અરિહં-તપદમાં કેવળ તીર્થંકર ભગવાનનોજ સમાવેશ થાય છે, ત્યારે આ પદમાં તો ઉક્ત અરિહંત ભગવાનના ઉપદેશ અનુસારે ઉજ્વળ રત્નત્રયીનું આરાધન કરી જે કોઈ ઘાતિકર્મનો ક્ષય કરી કેવળજ્ઞાનાદિક આત્મઋદ્ધિ પ્રગટ કરે છે તે સર્વ કોઈનો સમાવેશ થઇ જાય છે એટલે જેમને જેમને કેવળજ્ઞાનાદિક અનંત આત્મસંપત્તિ પ્રાપ્ત થયેલ છે તે સર્વ કોઈ સર્વજ્ઞને આ પદથી સત્કારવા આરાધવામાં આવે છે.

૧૭. **શ્રી સંયમપદ**–વિષય સુખની આશંસા તજી, ક્રોધાદિક કષાયને જીતી, હિંસાદિક સકળ આશ્રવદ્વાર છંડી જે કોઈ આત્માર્થી જનો મન, વચન, કાયાની શુદ્ધિ કરે છે–આત્મનિગ્રહ કરે છે, તે સંયમી જરૂર આત્મકલ્યાણ સાધી શકે છે સર્વસંયમી મુનિજનો છે, ત્યારે દેશસંયમી શ્રાવક

હોઇ શકે છે દૃઢ અભ્યાસવડે ભવભીરૂ આત્માર્થી શ્રાવક પણ અનુક્રમે સર્વસંયમી થઈ શકે છે. તેનું સમાધિસુખ અપાર છે. માટે સંયમપદનું સેવન–આરાધન શાસ્ત્રનીતિ મુજબ કરવું બહુ જરૂરનુ છે.

**૧૮. શ્રી અભિનવજ્ઞાનપદ**–બુદ્ધિના આઠ ગુણ પામી પોતપોતાની યોગ્યતા પ્રમાણે નવાં નવાં ધર્મશાસ્ત્ર ગુરૂગમ મેળવી વાંચવાં–વિચારવાં અને તે પ્રમાણે પ્રમાદ રહિત વર્તન કરવા ખપ કરવો, એ આ ઉત્તમ પદ આરાધવાનુ અનંતર ફળ સમજવાનું છે. બાહ્ય–ખોટો આડંબર તજી, સમજીને શકય ક્રિયામાં પ્રવર્તી, સ્વશ્રેય સાધી લેવુ એજ જ્ઞાનનું ઉત્તમ કાર્યસાધક ફળ છે.

**૧૯. શ્રી શ્રુતપદ**–સૂત્ર, આગમ, સિદ્ધાન્ત, ગ્રંથ અને પ્રકરણો તેમજ તે ઉપર ભાષ્ય, ચૂર્ણિ, નિર્યુક્તિ અને વૃત્તિ (ટીકા–વાર્તિક પ્રમુખ)એ સર્વે આપ્ત પુરૂષોએ કરેલાં હોવાથી પ્રમાણરૂપ છે. સૂત્રથી રચના પ્રાય ગણધરો, શ્રુતકેવળી–ચૌદ પુર્વી હોય તે કરે છે; ત્યારે અર્થથી તો તીર્થંકર ભગવાન તેનો પ્રકાશ કરે છે સૂત્રનો પરમાર્થ ભાષ્ય, ટીકા પ્રમુખથીજ સમજાય છે; માટે સૂત્રની પેરે તે સર્વે ભાષ્ય ટીકાદિક માન્ય કરવા યોગ્યજ છે. વિનય, બહુમાન, યોગ–ઉપધાન પ્રમુખ ઉચિત આચાર પાળી, શ્રુતપદનુ આરાધન કરવુ આત્માર્થીજનોને બહુ હિતકારક થઇ શકે છે

૨૦ શ્રી તીર્થપદ–જેથી આ ભવસાગર તરી શકીએ તે તીર્થ જંગમ અને સ્થાવર બે પ્રકારનું છે. વર્તમાન કાળે વિચરતા વિહરમાન વીશ તીર્થંકરો, તેમના ગણધરો તથા કેવળી પ્રમુખ સાધુઓની સંપદા તેમજ સામાન્ય રીતે શાસનને શોભાવનાર સહુ કોઈ આત્માર્થી સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ એ જંગમ મહાતીર્થરૂપ છે. ત્યારે શ્રી શત્રુંજય, ગિરિનાર અને સમેતશિખર પ્રમુખ સ્થાવર તીર્થો છે. લૌકિક ૬૮ તીર્થો તજી, ઉક્ત લોકોત્તર તીર્થની યથાયોગ્ય દ્રવ્યભાવથી આરાધના કરી, પૂર્વે પણ અનંત આત્માઓ મુક્તિપદ પામ્યા છે. એમ સમજી, પ્રમાદ તજી વિવેકસહિત સહુ ભાઇ બહેનોએ ઉક્ત અનુપમ તીર્થપદનો લાભ લઇ સ્વમાનવભવ સફળ કરી લેવો ઉચિત છે.

ઇતિશમ્



# "શ્રી વીશસ્થાનક તપનું આરાધન કરવા ઇચ્છનારે યથાસ્થાને પ્રત્યેકપદે ખમાસમણુ દેઇ ઉપયોગસહિત બોલવાના દુહા."

---

### પ્રથમ અરિહંતપદ.

પરમ પંચ પરમેષ્ઠીમાં, પરમેશ્વર ભગવાન,
ચાર નિક્ષેપે ધ્યાઇએ, નમો નમો જિનભાણ. ૧

### બીજું સિદ્ધપદ.

ગુણ અનંત નિર્મળ થયા, સહજ સ્વરૂપ ઉજાસ;
અષ્ટ કર્મમળ ક્ષય કરી, ભયે સિદ્ધ નમો તાસ. ૨

### ત્રીજું પ્રવચનપદ.

ભાવામય ઔષધ સમી, પ્રવચન અમૃત વૃષ્ટિ;
ત્રિભુવન જીવને સુખકરી, જય જય પ્રવચન દૃષ્ટિ. ૩

### ચોથું આચાર્યપદ.

છત્રીશ છત્રીશી ગુણે, યુગપ્રધાન મુણીંદ,
જિનમત પરમત જાણતાં, નમો નમો તેહ સૂરીંદ. ૪

### પાંચમું સ્થવિરપદ.

તજી પરપરિણતિ રમણતા, લહે નિજભાવ સ્વરૂપ;
સ્થિર કરતા ભવીલોકને, જય જય સ્થવિર અનૂપ. ૫

### છઠ્ઠું ઉપાધ્યાયપદ.

બોધ સૂક્ષ્મ વિણુ જીવને, ન હોય તત્ત્વપ્રતીત,
ભણે ભણાવે સૂત્રને, જય જય પાઠક ગીત. ૬

### સાતમું સાધુપદ,

સ્યાદ્દવાદ ગુણ પરિણમ્યો, રમતા સમતાસંગ;
સાધે શુદ્ધાનંદતા, નમો સાધુ શુભ રંગ ૭

### આઠમું જ્ઞાનપદ.

અધ્યાતમ જ્ઞાને કરી, વિઘટે ભવભ્રમભીતિ;
સત્યધર્મ તે જ્ઞાન છે, નમો નમો જ્ઞાનની રીતિ. ૮

### નવમું દર્શનપદ.

લોકાલોકના ભાવ જે, કેવલિભાષિત જેહ,
સત્ય કરી અવધારતો, નમો નમો દર્શન તેહ. ૯

### દશમું વિનયપદ.

શૌચમૂળથી મહા ગુણી, સર્વ ધર્મનો સાર;
ગુણ અનંતનો કંદ એ, નમો વિનય આચાર. ૧૦

### અગ્યારમું ચારિત્રપદ.

રત્નત્રયી વિણુ સાધના, નિષ્ફળ કહી સદીવ;
ભાવ રયણનુ નિધાન છે, જય જય સંયમ જીવ. ૧૧

## બારમું બ્રહ્મચર્યપદ

જિનપ્રતિમા જિનમંદિરા, કંચનનાં કરે જેહ;
બ્રહ્મવ્રતથી બહુ ફળ લહે, નમો નમો શિયલ સુદેહ. ૧૨

## તેરમું ક્રિયાપદ.

આત્મબોધ વિણુ જે ક્રિયા, તે તો બાલક ચાલ;
તત્ત્વારથથી ધારીએ, નમો ક્રિયા સુવિશાલ. ૧૩

## ચૌદમું તપપદ.

કર્મ ખપાવે ચીકણાં, ભાવમંગલ તપ જાણુ,
પચ્ચાશ લબ્ધિ ઉપજે, જય જય તપ ગુણખાણુ. ૧૪

## પંદરમું ગૌતમપદ.

છઠ્ઠ છઠ્ઠ તપ કરે પારણું, ચઉનાણી ગુણધામ;
એ સમ શુભ પાત્ર કો નહિ, નમો નમો ગોયમસ્વામ. ૧૫

## સોળમું જિનપદ.

દોષ અઢારે ક્ષય થયા, ઉપન્યા ગુણ જસ અંગ,
વૈયાવચ્ચ કરીએ મુદા, નમો નમો જિનપદ ચંગ. ૧૬

## સત્તરમું સંયમપદ.

શુદ્ધાતમ ગુણમે રમે, તજી ઇંદ્રિય આશંસ;
થિર સમાધિ સંતોષમાં, જય જય સંયમ વંશ. ૧૭

## અઢારમું અભિનવજ્ઞાન પદ

જ્ઞાન વૃક્ષ સેવો ભવિક, ચારિત્ર સમકિત મૂળ,
અજર અગમપદ ફલ લહો, જિનવર પદવી ફૂલ. ૧૮

## ઓગણીશમું શ્રુતપદ.

વકતા શ્રોતા યોગથી, શ્રુત અનુભવ રસ પીન;
ધ્યાતા ધ્યેયની એકતા, જય જય શ્રુત સુખલીન. ૧૯

## વીશમું તીર્થપદ.

તીર્થયાત્રા પ્રભાવ છે, શાસન ઉન્નતિ કાજ;
પરમાનંદ વિલાસતાં, જય જય તીર્થ જહાજ ૨૦

---

## દરેક પદની વીશ નવકારવાળી ગણતાં મણુકા દીઠ ગણવાનું પદ તથા કાઉસ્સગ્ગ

| | | |
|---|---|---|
| ૧ | નમો અરિહંતાણ | ૨૪ લોગસ્સ. |
| ૨ | નમો સિદ્ધાણ. | ૧૫ ,, |
| ૩ | નમો પવયણસ્સ | ૪૫ ,, |
| ૪ | નમો આયરિયાણ. | ૩૬ ,, |
| ૫ | નમો થેરાણં. | ૧૦ ,, |
| ૬ | નમો ઉવજ્ઝાયાણં. | ૨૫ ,, |
| ૭ | નમો લોએ સવ્વસાહૂણ. | ૨૭ ,, |
| ૮ | નમો નાણસ્સ. | ૫ ,, |
| ૯ | નમો દંસણસ્સ. | ૬૭ ,, |
| ૧૦ | નમો વિણયસ્સ | ૧૦ ,, |
| ૧૧ | નમો ચારિત્તસ્સ. | ૭૦ ,, |

| | | | |
|---|---|---|---|
| ૧૨ | નમો બ્રભવયધારિણં. | ૯ | ,, |
| ૧૩ | નમો ક્રિરિયાણુ. | ૨૫ | ,, |
| ૧૪ | નમો તવસ્સ. | ૧૨ | ,, |
| ૧૫ | નમો ગોયમસ્સ. | ૨૮ | ,, |
| ૧૬ | નમો જિણાણું. | ૨૦ | ,, |
| ૧૭ | નમો સંયમધારિણું. | ૧૭ | ,, |
| ૧૮ | નમો અભિનવનાણુસ્સ | ૫૧ | ,, |
| ૧૯ | નમો સુયસ્સ. | ૧૨ | ,, |
| ૨૦ | નમો તિત્થસ્સ. | ૫ | ,, |

કાઉસ્સગ્ગ જેટલાં ખમાસમણાં દેવાં તથા પ્રદક્ષિણા ફરવી.

**તા. ક.**—વીશસ્થાનકની ૨૦ અથવા ગમે તેટલી ઓળી યથાશક્તિ તપ—ઉપવાસ, છઠ્ઠ, અઠમ, આયબિલ, નીવીને છેવટે એકાસણાથી કરી શકાય છે છ છ માસની અવધિમાં એક એક ઓળી પૂરી કરવી અને તદ્ગત ઉપયોગ રાખી દરેક પદનું આરાધન કરવુ જોઈએ.

ઇતિશમ્.



# વર્ધમાન તપની ઓળી સંબંધી સામાન્ય સમજ.

---

વર્ધમાન તપ એટલે ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો તપ. તે તપ સંબંધી ઓળી કરવાની રીતિ આ પ્રમાણે છે—પ્રથમ એક આયંબિલ, પછી એક ઉપવાસ એ પ્રથમ ઓળી પછી બે આયં-બિલ અને એક ઉપવાસ એ બીજી ઓળી. પછી ત્રણ આયં-બિલ અને એક ઉપવાસ એ ત્રીજી ઓળી. પછી ચાર આયં-બિલ અને એક ઉપવાસ એ ચોથી ઓળી. પછી પાંચ આયં-બિલ અને એક ઉપવાસ એ પાંચમી ઓળી. આ પાંચ ઓળી એક સાથેજ કરવામાં આવે છે ત્યારબાદ સશક્ત, હિંમતવાન્ હોય તે એજ રીતે ઉત્તરોત્તર એક એક આયંબિલ વધારતા જાય અને તેના ઉપર એક એક ઉપવાસ કરી એક એક ઓળી પૂર્ણ કરતો રહે. જેમકે ૬ આયંબિલ અને ઉપર ઉપવાસ, પછી ૭ આયંબિલ અને ઉપવાસ, પછી ૮ આયંબિલ અને ઉપવાસ, એવી રીતે યાવત્ ૧૦૦ આયંબિલ અને ઉપર ઉપવાસ કરે ત્યારે ૧૦૦ મી ઓળી પૂર્ણ થાય એટલે વર્ધ-માન તપની પૂર્ણાહૂતિ થઇ કહેવાય. આ વર્ધમાન તપની ઓળી અવિચ્છિન્નપણે ( વચમાં તૂટક પાડયા વગર ) ચાલુ રાખવામાં આવે તો તે તપ ૧૪ વર્ષ, ૩ માસ અને ૨૦ દિવસ સુધી ચાલે છે અને જો વચમાં વચમાં થોડાક દિવસ

કઇ શરીરાદિકની શિથિલતા પ્રમુખ કારણસર ખાંચો પાડી પછી આંતરે આંતરે કરવામાં આવે તો તે તપ પૂર્ણ થતાં વિલંબ થાય છે. આ વર્ધમાન તપ ઘણોજ પ્રભાવિક તેમજ દ્રવ્ય ભાવ વિઘ્ન–ઉપદ્રવને હરનારો છે, તેને કોઈક વિરલ ભાગ્યશાળી જનોજ પૂર્ણ કરી શકે છે. એ વર્ધમાન તપ કોઇ મહાનુભાવ સુવિહિત સંવિજ્ઞ ભવભીરૂ ગીતાર્થ ગુરૂ પાસે શુભ મુહૂર્તે ઉલ્લાસપૂર્વક જિનમંદિરમાં અથવા નંદિ ( સમવસરણ ) મંડાવીને યથાવિધિ અંગીકાર કરી, શ્રી ગુરૂમહારાજા પાસે વાસક્ષેપ કરાવવો અને પ્રમાદ તજી, નવપદની ઓળી કરતાં જે જે સદાચાર પાળવા સૂચના કરવામાં આવી છે તે તે સદા-ચાર જ્યાં સુધી આ મહાન્ વર્ધમાન તપનું સેવન કરવામાં આવે ત્યાં સુધી દૃઢપણે પાળવા. શીલ, સંતોષ પ્રમુખ સદ્વર્તન નેક નિષ્ઠાથી પાળવુ. વિશેષમાં પ્રત્યેક ઓળીના દિવસોમાં ગણણું ' નમો તવસ્સ ' અથવા ' નમો સિદ્ધાણ ' પદનું ૨૦૦૦ વાર ગણવામાં આવે છે અને તેના ગુણ પ્રમાણે ૧૨ અથવા ૮ લોગસ્સનો કાઉસ્સગ્ગ, પ્રતિદિન તેટલાંજ ખમાસ-મણાં, તેમજ પ્રદક્ષિણા પણ દેવામાં આવે છે. બાકીની સામા-ન્ય વિધિ નવપદના પ્રસંગે કહેવામાં આવેલ છે તે ઉપરથી જાણી લેવી. અત્યારે પણ આ અદ્ભુત તપનો લાભ કઇક ભાગ્યશાળી ભાઈ બ્હેનો પ્રેમ–ઉલ્લાસથી લેતા જણાય છે.



# તિથિઓ સંબંધી તપની સમજ.

(૧)

## બીજનું માહાત્મ્ય તથા તેની સામાન્ય સમજ.

દુવિધ ધર્મનું આરાધન કરવા નિમિત્તે આ તપનું સેવન કરવામાં આવે છે અને તે દિવસે યથાશક્તિ ઉપવાસાદિક તપ કરાય છે. એ તપ યથાશક્તિ બે માસ, ૨૨ માસ અથવા જીંદગી પર્યંત કરવામાં આવે છે. જ્યાં સ્પષ્ટ ગણણું જણાવવામાં આવેલુ ન હોય ત્યાં પણ નવપદ પૈકી કોઈ પણ પદનુ ૨૦૦૦ વાર ગણણું ગણવુ ઘટેછે. બાકીનો વિધિ નવપદની ઓળીમાં બતાવ્યા મુજબ યથાયોગ્ય સમજી લેવાનો છે.

(૨)

## પંચમી તપનો મહિમા તથા સામાન્ય સમજ.

જ્ઞાનનુ આરાધન કરવા શાસ્ત્રકારે પંચમી તપ કરવા જણાવ્યુ છે શક્તિ હોય તો સઘળી પંચમી કરવામાં આવે, નહિ તો દરેક માસની ઉજ્વળ ( અજવાળી ) પંચમી, નહિ તો છેવટે કાર્તિક શુદિ પંચમી ( સૌભાગ્યપંચમી ) તો જરૂર કરવી જોઈએ, તેમાં ૨૦૦૦ વાર ગણણુ " નમો નાણસ્સ " એ પદનું ગણવુ. કાઉસ્સગ્ગ લોગસ્સ ૫ અથવા ૫૧ અને એટલાંજ ખમાસમણાં વગેરે પંચમી દિને દેવાં જોઇએ આ તપ પણ યથાશક્તિ પાંચ માસ, પાંચ વરસ અથવા જીંદગી પર્યંત

કરવામાં આવે છે. તપના દિવસે યથાયોગ્ય પૌષધાદિક અંગીકાર કરી, જ્ઞાનીનું બહુમાન સાચવી જ્ઞાન અભ્યાસ કરવો જોઇએ.

( ૩ )

## અષ્ટમી તપનો મહિમા અને તેની સામાન્ય સમજ.

આવશ્યક સૂત્રની નિર્યુક્તિમાં શ્રીમાન્ ભદ્રબાહુસ્વામીજીએ કહ્યું છે કે " અટ્ઠકમ્મમહણી અટ્ઠમી " એટલે આઠે કર્મનું મથન કરનારી અષ્ટમી છે. અર્થાત્ વિધિયુક્ત અષ્ટમીનો તપ કરતાં આઠે કર્મનો ક્ષય થઈ શકે છે. આઠમના દિવસે બની શકે ત્યાંસુધી અવશ્ય પૌષધ પ્રમુખ કરવું જોઇએ. તે તપ યથાશક્તિ ૮ માસ, ૮ વર્ષ અથવા જીંદગી પર્યંત કરવો ઘટે છે

( ૪ )

## એકાદશી તપનું માહાત્મ્ય તથા સામાન્ય સમજ.

અગીયાર અંગનું આરાધન કરવા આ તપનું નિર્માણ છે. શ્રી નેમિનાથ મહારાજને કૃષ્ણજીએ પોતાના ઉદ્ધારાર્થે કંઈ સાધન માટે પૂછ્યુ હતું ત્યારે ભગવાને તેને એકાદશીનું આરાધન કરવા જણાવ્યું હતું. સુવ્રત શેઠે આ પર્વનું યથાવિધિ આરાધન કરેલું છે. તપના દિવસે એક ચિત્તે પૌષધાદિકનું સેવન કરવું અને તે તપ યથાશક્તિ ૧૧ માસ, ૧૧ વર્ષ યાવત્ જીવિત પર્યંત કરવુ જોઇએ. જો વધારે ન બને તો આગશિર શુદિ એકાદશી ( મૌન અગીયારશ ) નુ તો અવશ્ય

આરાધન કરવું અને તે જીંદગી પર્યંત કરવુ. તેનુ ૧૫૦ કલ્યાણ-કોનું ગણુણું અન્ય ગ્રંથમાં બતાવેલું છે ત્યાંથી જોઈ લેવું.

( ૫ )

## ચતુર્દશીનું માહાત્મ્ય અને સામાન્ય સમજ.

ચૌદ પૂર્વનું આરાધન કરવા આ તપ કરવામાં આવે છે. તે દિવસે અવશ્ય ઉપવાસ પૌષધાદિકનું સેવન કરવું અને તે યથાશક્તિ ૧૪ માસ, ૧૪ વર્ષ અથવા જીંદગી પર્યંત કરવું. પાખીની આલોયણ તરીકે પણ દરેક ચૌદશે એક ઉપવાસ કે તેના જેટલો બીજો તપ ( બે આયંબિલ, ત્રણ નીવી, ચાર એકાસણાં પ્રમુખ ) કરવો જોઇએ.

( ૬ )

## પૂર્ણિમા અને અમાવાસ્યા સંબંધી તપની સમજ.

છ પર્વી પૈકી પૂર્ણિમા તથા અમાવાસ્યા પણ ચારિત્ર-આરાધન તિથિઓજ છે અને તેથી તે ઉપવાસ પૌષધાદિક વડે આરાધવા યોગ્ય છે. તેમાં પણ કાર્તિકી અને ચૈત્રી પૂર્ણિમાની તથા વીર પ્રભુના નિર્વાણ દિવસ તરીકે અમાવાસ્યાની પણ અધિકતા જાણવી. અથવા તો બધી તિથિઓનો વિવેક કરવો ઘટે છે. તે આવી રીતે કે-દરેક અષ્ટમી, ચતુર્દશી, પૂર્ણિમા અને અમાવાસ્યા એ ચારિત્ર આરાધનની તિથિઓ જાણીને તેમજ બીજ, પંચમી અને એકાદશી તે જ્ઞાનદર્શન આરાધવાની તિથિઓ જાણીને યથાશક્તિ તપ તથા પૌષધાદિક વડે તેમનું આરાધન કરવું યોગ્ય છે.

---

# નવપદનાં ચૈત્યવંદન, સ્તુતિ સ્તવનાદિ સંગ્રહ.

## નવપદનાં ચૈત્યવંદન.

(૧)

जैनेन्द्रमिन्द्रमहितं गतसर्वदोषं,
ज्ञानाद्यनंतगुणरत्नविशालकोशम्;
कर्मक्षयं शिवमयं परिनिष्ठितार्थं,
सिद्धं च बुद्धमविरुद्धमहं च वंदे. ॥ १ ॥

गच्छाधिपं गुणगणं गणिन सुसौम्यं.
वंदामि वाचकवरं श्रुतदानदक्षम्;
क्षान्त्यादिधर्मकलितं मुनिमालिकां च,
निर्वाणसाधनपरं नरलोकमध्ये. ॥ २ ॥

सद्दर्शनं शिवमयं च जिनोक्तसत्यं,
तत्त्वप्रकाशकुशलं सुखदं सुबोधम्;
छिन्नाश्रवं समितिगुप्तिमयं चरित्रं,
कर्माष्टकाष्ठदहन सुतपः श्रयामि. ॥ ३ ॥

पापौघनाशनकरं वरमंगलं च,
त्रैलोक्यसारमुपकारपरं गुरुं च;
भावातिशुद्धिवरकारणमुत्तमानां,
श्रीमोक्षसौख्यकरणं हरणं भवानां ॥ ४ ॥

भव्याब्जबोधनरविं भवसिंधुनावं,
चिंतामणेः सुरतरोरधिकं सुभावं;
तत्त्वत्रिपादनवकं नवकाररूपं,
श्रीसिद्धचक्रसुखदं प्रणमामि नित्यं. ॥ ५ ॥

( ૨ )

બાર ગુણે અરિહંત દેવ, પ્રણમીજે ભાવે;
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે. ૧

આચારજ ગુણ છત્રીશ, પચવીશ ઉવજ્ઝાય;
સત્તાવીશ ગુણ સાધુના, જપતાં શિવસુખ થાય. ૨

એમ અઠોત્તર ગુણ મળી એ, એમ સમરો નવકાર;
ધીરવિમલ પંડિતતણો, નય પ્રણમે નિત્ય સાર. ૩

( ૩ )

શ્રી સિદ્ધચક્ર આરાધતાં, સુખ સંપત્તિ લહીએ;
સુરતરૂ સુરરમણી થકી, અધિક મહિમા કહીએ. ૧

અષ્ટ કર્મ હાણી કરી, શિવમંદિર રહીએ,
વિધિશું નવપદ ધ્યાનથી, પાતિક સવી દહીએ. ૨

સિદ્ધચક્ર જે સેવશે, એક મનથી નરનાર;
મનવંછિત ફળ પામશે, તે સવિ ત્રિભુવન મોઝાર. ૩

અંગ દેશ ચંપાપુરી, તસકેરો ભૂપાલ;
મયણાં સાથે તપ તપે, તે કુંવર શ્રીપાળ ૪

સિદ્ધચક્રજીના નમનથકી, જસ નાઠા રોગ;
તત્ક્ષણ ત્યાંથી તે લહે, શિવસુખ સંજોગ ૫
સાતસે કોઢીઓ હતા, હુવા નીરોગી જેહ;
સોવન વાને જળહળે, જેહની નિરૂપમ દેહ. ૬
તેણે કારણ તમે ભવિજનો, પ્રહ ઉઠી ભકતે;
આસો માસ ચૈત્ર થકી, આરાધો જુગતે. ૭
સિદ્ધચક્ર ત્રણ કાળના, વંદો વલી દેવ;
પડિક્કમણુ કરી ઉભય કાળ, જિનવર મુનિ સેવ. ૮
નવપદધ્યાન હૃદયે ધરો, પ્રતિપાળો શીયળ;
નવપદ આંબિલ તપ તપો, જેમ હોય લીલમ લીલ. ૯
પહેલે પદ અરિહંતનો, નિત્ય કીજે ધ્યાન;
બીજે પદ વળી સિદ્ધનો, કરીએ ગુણગ્રામ. ૧૦
આચારજ ત્રીજે પદે, જપતાં જયજયકાર;
ચોથે પદ ઉવજ્ઝાયનો, ગુણ ગાઉ ઉદાર. ૧૧
સર્વ સાધુ વંદુ સહિ, અઢી દ્વીપમાં જેહ;
પંચમ પદમાં તેહ નમુ, ધરજો ધરી સ્નેહ. ૧૨
છઠ્ઠે પદે દંસણ નમુ, દર્શન અજવાળુ;
જ્ઞાનપદ નમું સાતમે, તેમ પાપ પખાળુ. ૧૩
આઠમે પદ રૂડે જ્યુ, ચારિત્ર સુસંગ,
નવમે પદ બહુ તપ તપો, જિમ ફળ લહો અભંગ. ૧૪
એહી નવપદ ધ્યાનથી, જપતાં નાસે કોઢ,
ધીરવિમલ પંડિતતણો, નય વંદે કરજોડ. ૧૫

(૪)

સકળ મંગળ પરમ કમળા,–કેલિ મંજુલ મંદિરં;
ભવકોટિસંચિત પાપનાશન, નમો નવપદ જયકર. ૧
અરિહંત સિદ્ધ સૂરીશ વાચક, સાધુ દર્શન સુખકરં;
વર જ્ઞાન પદ ચારિત્ર તપ એ, નમો નવપદ જયકરં. ૨
શ્રીપાળ રાજા શરીર સાજા, સેવતાં નવપદ વર;
જગમાંહિ ગાજા કીર્તિ ભાજા, નમો નવપદ જયકર. ૩
શ્રી સિદ્ધચક્ર પસાય સંકટ, આપદા નાશે સવે,
વળી વિસ્તરે સુખ મનોવાંછિત, નમો નવપદ જયકર.૪
આંબિલ નવ દિન દેવવંદન, ત્રણ ટંક નિરંતરં,
બે વાર પડિક્કમણું પલેવણ, નમો નવપદ જયકર ૫
ત્રણ કાળ ભાવે પૂજીએ, ભવતારક તીર્થંકર;
તિમ ગણણું દોય હજાર ગણીએ, નમો નવપદ જયકરં.૬
ઇમ વિધિ સહિત મન વચન કાયા, વશ કરી આરાધિયે;
તપ વર્ષ સાડાચાર નવપદ, શુદ્ધ સાધન સાધિયે. ૭
[1]ગદ કષ્ટ ચૂરે, [2]શર્મ પૂરે, યક્ષ વિમલેશ્વર વર;
શ્રી સિદ્ધચક્ર પ્રતાપ જાણી, વિજય વિલસે સુખભરં. ૮

(૫)

શ્રી સિદ્ધચક્ર આરાધીએ, આસો ચૈતર માસ;
નવ દિન નવ આંબિલ કરી, કીજે ઓળી ખાસ. ૧

૧ રોગ–વ્યાધિ (કોઢ, કાશ, જ્વર, શૂલ વિ૦) ૨ સુખ

કેસર ચંદન ઘસી ઘણાં, કસ્તૂરી બરાસ;
જુગતે જિનવર પૂજિયા, મયણા ને શ્રીપાળ ૨
પૂજા અષ્ટ પ્રકારની, દેવવંદન ત્રણ કાળ;
મંત્ર જપો ત્રણ કાળ ને, ગુણણું તેર હજાર.+ ૩
કષ્ટ ટળ્યું ઉબરતણું, જપતાં નવપદ ધ્યાન;
શ્રી શ્રીપાળ નરિંદ થયા, વાધ્યો બમણો વાન. ૪
સાતસો કોઢી સુખ લહ્યા, પામ્યા નિજ આવાસ;
પુણ્યે મુક્તિવધૂ વર્યાં, પામ્યા લીલ વિલાસ. ૫

( ૬ )

બાર ગુણ અરિહંતના, તેમ સિદ્ધના આઠ;
છત્રીશ ગુણ આચાર્યના, જ્ઞાન તણા ભંડાર. ૧
પચ્ચીશ ગુણ ઉપાધ્યાયના, સાધુ સત્તાવીશ;
શ્યામ વર્ણ તનુ શોભતા, જિન શાસનના ઈશ. ૨
જ્ઞાન નમું એકાવને, દર્શનના સડસઠ;
સીત્તેર ગુણ ચારિત્રના, તપના બાર તે જીઠ ૩
એમ નવપદ યુક્તે કરી, ત્રણ શત અષ્ટ (૩૦૮)ગુણ થાય
જે પૂજે ભવી ભાવશું, તેહનાં પાતક જાય ૪
પુજ્યા મયણાસુંદરી, તેમ નરપતિ શ્રીપાળ,
પુણ્યે મુક્તિ સુખ લહ્યા, વરત્યા મંગળમાળ. ૫

---

+ પંચ પરમેષ્ટિના (૧૦૮), અને જ્ઞાનના (૫), દર્શનના (૫), ચારિત્રના (૧૦) ને તપના ( ) એમ કુલ ૧૩૦ ભેદની એકેક નવકારવાળી ગણતાં તેના ૧૦૦ ગણાતા હોવાથી ૧૩૦૦૦ ગુણણું થાય છે.

( ૭ )

શ્રી સિદ્ધચક્ર મહામંત્રરાજ, પૂજા પરસિદ્ધ;
જાસ નમનથી સંપજે, સંપૂરણ રિદ્ધ. ૧
અરિહંતાદિક નવપદ, નિત્ય નવનિધિદાતા,
એ સંસાર અસાર સાર, હોએ પાર વિખ્યાતા. ૨
અમલાચલ પદ સંપજે, પૂરે મનના કોડ;
મોહન કહે વિધિયુત કરો, જિમ હોય ભવનો છોડ. ૩

( ૮ )

પહેલે દિન અરિહંતનું, નિત્ય કીજે ધ્યાન,
બીજે પદ વળી સિદ્ધનું, કીજે ગુણગાન. ૧
આચારજ ત્રીજે પદે, જપતાં જયજયકાર;
ચોથે પદે ઉપાધ્યાયના, ગુણ ગાવો ઉદાર. ૨
સકલ સાધુ વંદો સહી, અઢીદ્વીપમાં જેહ;
પંચમ પદ આદર કરી, જપજો ધરી સનેહ. ૩
છઠ્ઠે પદ દર્શન નમો, દરિસણ અજુઆલો,
નમો નાણપદ સાતમે, જિમ પાપ પખાલો. ૪
આઠમે પદ આદર કરી, ચારિત્ર સુચંગ;
પદ નવમે બહુ તપતણો, ફળ લીજે અભંગ ૫
એણીપરે નવપદ ભાવશું એ, જપતાં નવ નવ કોડ;
પંડિત શાંતિવિજયતણો, શિષ્ય કહે કર જોડ. ૬

(૯)

સુલલિત નવપદ ધ્યાનથી, પરમાનંદ લહિયે;
ધ્યાન અગ્નિથી કર્મનાં, ઇંધિન પુણ દહિયે. ૧
[1]ઈતિ [2]ભીતિ ને રોગ શોક, સવિ દૂર પણાસે;
ભોગ સંજોગ સુબુદ્ધિતા, પ્રાપ્તિ સુવિલાસે ૨
સિદ્ધચક્ર તપ કીજતાં એ, ઉત્તમ પ્રભુતાસંગ;
મોહન નાણ પ્રસિદ્ધતા, ગંગા રંગ તરંગ. ૩

(૧૦)

(સિદ્ધ ભગવાનનું ચૈત્યવંદન)

સિદ્ધ સકળ સમરૂં સદા, અવિચળ અવિનાશી;
થાશે ને વળી થાય છે, થયા અડકર્મ વિનાશી. ૧
લોકાલોક પ્રકાશ ભાસ, કહેવા કોણ શૂરો;
સિદ્ધ બુદ્ધ પારગત, ગુણથી નહિ અધૂરો ૨
અનંત સિદ્ધ એણી પરે નમુ એ, વળીઅનંત અરિહંત;
જ્ઞાનવિમળ ગુણસંપદા, પામ્યા તે ભગવંત. ૩

(૧૧)

(સિદ્ધચક્રનું ચૈત્યવંદન)

પહેલે પદ અરિહંતના, ગુણ ગાઉં નિત્યે;
બીજે સિદ્ધતણા ઘણા, સમરો એક ચિત્તે ૧

---

૧ સાત પ્રકારના ઉપદ્રવ. ૨ સાત પ્રકારના ભય.

આચારજ ત્રીજે પદે, પ્રણમો બિહુ કર જોડી;
નમિયે શ્રીઉવજ્ઝાયને, ચોથે મદ મોડી. ૨
પંચમ પદ સર્વ સાધુનું, નમતાં ન આણો લાજ;
એ પરમેષ્ઠિ પંચને, ધ્યાને અવિચલ રાજ. ૩
દંસણ શંકાદિક રહિત, પદ છઠ્ઠે ધારો;
સર્વ નાણપદ સાતમે, ક્ષણ એક ન વિસારો ૪
ચારિત્ર ચોખ્ખું ચિત્તથી, પદ અષ્ટમ જપિયે;
સકલ ભેદ બિચ દાન–ફળ, તપ નવમે તપિયે ૫
એ સિદ્ધચક્ર આરાધતાં, પૂરે વંછિત કોડ;
સુમતિવિજય કવિરાયનો, રામ કહે કર જોડ. ૬

## વીશસ્થાનકનાં ચૈત્યવંદન.

### ( ૧ )

પહેલે પદ ૧ અરિહંત નમું, બીજે સર્વે ૨ સિદ્ધ;
ત્રીજે ૩ પ્રવચન મન ધરો, ચોથે ૪ આચાર્ય સિદ્ધ. ૧
નમો ૫ થેરાણં પાંચમે, ૬ પાઠક પદ છઠ્ઠે;
નમો લોએ ૭ સવ્વસાહૂણં, જે છે ગુણગરિઠ્ઠે. ૨
નમો ૮ નાણસ્સ* આઠમે, ૯ દર્શન મન ભાવો,
વિનય ૧૦ કરો ગુણવંતનો, ૧૧ ચારિત્ર પદ ધ્યાવો. ૩
નમો ૧૨ બંભવયધારિણં, તેરમે ૧૩ ક્રિયા જાણ;
નમો૧૪તવસ્સ ચૌદમે, ૧૫ગોયમ– નમો૧૬જિણાણં.૪

* પાચે જ્ઞાન – આ પદનુ બીજું નામ દાન પદ છે.

૧૭સંયમ ૧૮ જ્ઞાન [1]૧૯ સુઅસ્સને [2]એ, નમો ૨૦
તિત્થસ્સ જાણી;
જિનઉત્તમપદપદ્મને, નમતાં હોય સુખખાણી. ૫

( ૨ )

ચોવીશ પદર પીસ્તાલીશનો, છત્રીશનો કરીએ;
દશ પચવીશ સત્તાવીશનો, કાઉસ્સગ્ગ મન ધરીએ. ૧
પાંચ સડસઠ દશ વળી, સિત્તેર નવ પણવીશ;
બાર અઠ્ઠાવીશ લોગસ્સતણો, કાઉસ્સગ્ગ ધરો ગુણીશ. ૨
વીશ સત્તર ને એકાવન, દ્વાદશ ને પચ,
એણીપેરે કાઉસ્સગ્ગ જો કરે, તો જાએ ભવ સંચ. ૩
અનુક્રમે કાઉસ્સગ્ગ મન કરો, નવકારવાળી વીશ;
વીશ સ્થાનક એમ જાણીએ, સંક્ષેપથી જગીશ. ૪
ભાવ ધરી મનમાં ઘણો એ, જો એક પદ આરાધે,
જિનઉત્તમપદપદ્મને. નમી નિજ કારજ સાધે. ૫



---

૧ અભિનવજ્ઞાન ૨ માત્ર શ્રુતજ્ઞાન.

# શ્રી નવપદનાં સ્તવનો.

(૧)

તમે પીતાંબર પહેર્યાજી, મુખને મરકલડે. એ દેશી.

શ્રી સિદ્ધચક્રને વંદોજી, મનોહર મનગમતાં.
જે અવિચલ સુખનો કંદોજી; મનો૦
માસ આસોએ મધુરે સોહાવેજી, મનો૦
ભવી આદરો તમે ભલે ભાવેજી. મનો૦ ૧

નવ આંબિલ તપ કીજેજી, મનો૦
તો અવિચલ સુખડાં લીજેજી, મનો૦
શુદિ સાતમથી તમે માંડીજી, મનો૦
ઘરના આરંભ સવી છાંડીજી. મનો૦ ૨

પહેલે પદે અરિહંત સેવાજી, મનો૦
આપે મુક્તિના મેવાજી; મનો૦
બીજે પદે સિદ્ધ સોહાવેજી, મનો૦
મન શુદ્ધે પૂજો ભલે ભાવેજી. મનો૦ ૩

આચાર્ય ત્રીજે પદે નમોજી, મનો૦
તમે ક્રોધ કષાયને દમોજી; મનો૦
ઉવજ્ઝાય તે ચોથે વંદોજી, મનો૦
સાધુ પાંચમે દેખી આણંદોજી મનો૦ ૪

છઠ્ઠે દરિસણ જાણોજી, મનો૦

શ્રી જ્ઞાનને સાતમે વખાણોજી; મનો૦
ચારિત્રપદ આઠમે સોહેજી, મનો૦
વલી નવમે તપ મન મોહેજી. મનો૦ ૫

રસત્યાગે આંબિલ કીજેજી, મનો૦
તો મુક્તિતણા ફલ લીજેજી, મનો૦
સંવત્સર યુગ (૪) ષટ (૬) માસેજી, મનો૦
તપ કીજે મનને ઉલ્લાસેજી. મનો૦ ૬

એ તો મયણાં ને શ્રીપાળજી, મનો૦
તપ કીધું થઈ ઉજમાળજી; મનો૦
તેનો કોઢ શરીરનો ટાળ્યોજી, મનો૦
જગમા જશવાદ પ્રગટાયોજી. મનો૦ ૭

પંચમ કાળે તુમે જાણોજી, મનો૦
પ્રગટ પરછો પરમાણોજી, મનો૦
એનુ ગુણણુ બે હજારજી, મનો૦
તમે ધારો હૃદય મોઝારજી. મનો૦ ૮

નર નારી એ પદ ધ્યાવેજી, મનો૦
તે તો સંપદ સઘલી પાવેજી, મનો૦
મુનિ રત્નસુંદર સુપસાયજી, મનો૦
સેવક મોહન ગુણ ગાયજી. મનો૦ ૯

( ૨ )

જગજીવન જગવાલ હો. એ રાગ.

શ્રી સિદ્ધચક્ર આરાધીયે, શિવસુખ ફળ સહકાર લાલરે,
જ્ઞાનાદિક ત્રણ રત્નનું, તેજ ચઢાવણહાર લાલરે
શ્રી સિ૦ ૧

ગૌતમે પૂછતા કહ્યો, વીરજિણંદ વિચાર લાલરે,
નવપદ મંત્ર આરાધતાં, ફળ લહે ભવિક અપાર લાલરે.
શ્રી સિ૦ ૨

ધર્મરથના ચાર ચક્ર છે, ઉપશમ ને સુવિવેક લાલરે;
સંવર ત્રીજું જાણીયે, ચોથું સિદ્ધચક્ર છેક લાલરે.
શ્રી સિ૦ ૩

ચક્રી ચક્ર રયણ બલે, સાધે સયલ છ ખંડ લાલરે;
તિમ સિદ્ધચક્ર પ્રભાવથી, તેજ પ્રતાપ અખંડ લાલરે
શ્રી સિ૦ ૪

મયણાં ને શ્રીપાળજી, જપતાં બહુ ફળ લીધ લાલરે,
ગુણ જસવંત જિનેંદ્રનો, જ્ઞાન વિનોદ પ્રસિદ્ધ લાલરે.
શ્રી સિ૦ ૫

( ૩ )

નવપદ ધ્યાન સદા જયકારી એ આંકણી.

અરિહંત સિદ્ધ આચારજ પાઠક, સાધુ દેખો ગુણરૂપ ઉદારી.
નવપદ૦ ૧

દર્શન જ્ઞાન ચારિત્ર હે ઉત્તમ, તપ હોય ભેદે હૃદય વિચારી.
નવ૦ ૨
મંત્ર જડી ઓર તત્ર ઘણેરા, ઉન સબકું હમ દૂર વિસારી.
નવ૦ ૩
બહોત જીવ ભવજલસેં તારે, ગુણ ગાવત હે બહુ નર નારી.
નવ૦ ૪
શ્રીજિનભક્ત મોહન મુનિ વંદન, દિનદિન ચઢતે હર્ષ અપારી.
નવ૦ ૫

(૪)

નવપદ ધરજો ધ્યાન, ભવી તુમે, નવપદ ધરજો ધ્યાન.
એ નવપદનું ધ્યાન કરંતાં, પામે જીવ વિશ્રામ ભવી. ૧
અરિહંત સિદ્ધ આચારજ પાઠક, સાધુ સકળ ગુણખાણ.
ભવી. ૨
દર્શન જ્ઞાન ચારિત્ર એ ઉત્તમ, તપ તપો કરી બહુમાન.
ભવી ૩
આસો ચૈત્રની શુદિ સાતમથી, પૂનમ લગી પરમાણ ભવી. ૪
એમ એકાશી આંબિલ કીજે, વરસ સાડાચારનું માન.
ભવી. ૫
પડિક્કમણાં દોય ટકનાં કીજે, પડિલેહણ બે વાર. ભવી. ૬
દેવવંદન ત્રણ ટકનાં કીજે, દેવ પૂજો ત્રિકાલ. ભવી. ૭
બાર આઠ છત્રીશ પચવીશનો, સત્તાવીશ સડસઠ સાર. ભવી. ૮

એકાવન સીત્તેર પચાશનો, કાઉસ્સગ્ગ કરો સાવધાન. ભવી. ૯
એક એક પદનું ગણણું, ગણીએ હોય હજાર. ભવી. ૧૦
એણી વિધિ જે એ તપ આરાધે, તે પામે ભવપાર. ભવી. ૧૧
કર જોડી સેવક ગુણ ગાવે, મોહન ગુણ મણિમાળ. ભવી. ૧૨
તાસ શિષ્ય મુનિ હેમ કહેછે, જન્મમરણ દુઃખ વાર. ભવી. ૧૩

---

( ૫ )

વીરજિણંદની વાણી, ચિત્ત ધરજો અમિઅસમાણી હો;
ભવીયાં, નવપદ નિત્ય નિત્ય સેવો. ૧
અરિહંત પદ સુખકારી, બીજે સિદ્ધ નમો હિતકારી હો;
ભ૦ ન૦ ૨
આચારજ સુવિચારી, ઉવજ્ઝાય તે શ્રુત ઉપકારી હો,
ભ૦ ન૦ ૩
સત્તાવીશ ગુણધારી, એસે સાધુ નમો બ્રહ્મચારી હો,
ભ૦ ન૦ ૪
દંસણ નાણ નમીજે, વલી ચારિત્ર મહા તપ લીજે હો,
ભ૦ ન૦ ૫
કર્મ ગહન તપ કાપે, એતો મનવંછિત સુખ આપે હો,
ભ૦ ન૦ ૬
સમર્યા સંકટ ભાજે, જસુ દિન દિન મંગળ છાજે હો;
ભ૦ ન૦ ૭

નવપદ જે નર ધ્યાવે, તે તો સુર નર શિવસુખ પાવે હો;
ભ૦ ન૦ ૮
ભક્તિવિલાસે જ ગાવે, તે તો સુર નર શિવસુખ પામે હો;
ભ૦ ન૦ ૯

( ૬ )

અહો ભવી પ્રાણીરે સેવો, સિદ્ધચક્ર ધ્યાન સમો નહીં મેવો;
અહો૦ એ આંકણી.
જે કોઈ સિદ્ધચક્રને આરાધે, તેહનો જગમાંહી જસ વાધે. અહો. ૧
પહેલે પદેરે અરિહંત, બીજે સિદ્ધ બુદ્ધ ધ્યાન મહંત;
ત્રીજે પદેરે સૂરીશ, ચોથે ઉવજ્ઝાય ને પાંચમે મુનીશ. અહો. ૨
છઠ્ઠે દંસણરે કીજે, સાતમે જ્ઞાનથી શિવસુખ લીજે;
આઠમે ચારિત્ર પાળો, નવમે તપથી મુક્તિ જાવો. અહો. ૩
આંબિલ ઓળીરે કીજે, નોકારવાળી વીશ ગણીજે;
ત્રણે ટકનારે દેવ વાંદીજે, પડિલેહણ પડિક્કમણું કીજે.અહો.૪
ગુરૂમુખ કિરિયારે કીજે, દેવગુરૂ ભક્તિ ચિત્તમાં ધરીજે;
એમ કહે રામનોરે શીષ્યો, ઓળી ઉજવીએ જગદીશો. અહો.૫

( ૭ )

સિદ્ધચક્ર વર સેવા કીજે, નરભવ લાહો લીજેરે;
વિધિ પૂર્વક આરાધન કરતાં, ભવભવ પાતક છીજે;
ભવિજન ભજિયે જીરે, અવર અનાદિની ચાલ,
નિત્ય નિત્ય તજિયે જીરે. એ આંકણી. ૧

દેવનો દેવ દયાકર ઠાકર, ચાકર સુરનર ઇંદ્રાજી;
ત્રિગડે ત્રિભુવનનાયક બેઠા, પ્રણમો શ્રી જિનચંદા. ભવિ. ૨
અજ+ અવિનાશી અકળ* અજરામર, કેવળ દંસણ નાણીજી;
અવ્યાબાધ અનંતુ વીરજ,[1] સિદ્ધ પ્રણમો ગુણખાણી. ભવિ ૩
વિદ્યા સૌભાગ્ય લક્ષ્મી પીઠ, મંત્રરાજ યોગ પીઠજી,
સુમેરૂ પીઠ એ પંચ પ્રસ્થાને, નમો આચારજ ઈઠ્ઠ[2] ભવિ. ૪
અંગ ઉપાંગ નંદિ અનુયોગા, છ છેદ ને મૂળ ચારજી;
દસ પયન્ના એમ પણયાલીસ,× પાઠક તેહના ધાર. ભવિ. ૫
વેદ ત્રણ ને હાસ્યાદિક ષટ્, મિથ્યાત્વ ચાર કષાયજી;
ચૌદ અભ્યંતર નવવિધ બાહ્યની, ગ્રંથી તજે મુનિરાય. ભવિ.૬
ઉપશમ ક્ષયઉપશમ ને ક્ષાયક, દર્શન ત્રણ પ્રકારજી;
શ્રદ્ધા પરિણતિ આતમ કેરી, નમિયે વારવાર. ભવિ. ૭
અઠાવીશ ચૌદ ને ષટ્ દુગ ઇગ, મત્યાદિકના જાણજી;
એમ એકાવન ભેદે પ્રણમો, સાતમે પદ વર નાણ. ભવિ. ૮
નિવૃત્તિ ને પ્રવૃત્તિ ભેદે, ચારિત્ર છે વ્યવહારજી,
નિજગુણસ્થિરતા ચરણ તે પ્રણમો, નિશ્ચે શુદ્ધ પ્રકાર. ભવિ. ૯
બાહ્ય અભ્યંતર તપ તે સંવર, સમતા નિર્જરા હેતુજી;
તે તપ નમિયે ભાવ ધરીને, ભવસાગરમાં સેતુ.[3] ભવિ. ૧૦

---

+ જન્મમરણ રહિત * દેહરહિત. ૧ વીર્ય. ૨ ઇષ્ટ. × ૪૫.
૩ નાવ.

એ નવપદમાં [1]પણ છે ધર્મી, ધર્મ તે વરતે ચારજી;
દેવ[2] ગુરૂ[3] ને [4]ધર્મ તે એહમાં, હોય ત્રણ ચાર પ્રકાર. ભવિ.૧૧
માર્ગદેશક અવિનાશીપણું, આચાર વિનય સંકેતેજી,
સહાયપણું ધરતા સાધુજી, પ્રણમો એહીજ હેતે. ભવિ. ૧૨
વિમળેશ્વર સંનિધ્ય કરે તેહનીં, ઉત્તમ જે આરાધેજી,
પદ્મવિજય કહે તે ભવિ પ્રાણી, નિજ આતમ હિત સાધે ભવિ.૧૩

---

## શ્રી આંબિલની ઓળીનું સ્તવન

(૮)

અવસર પામીનેરે કીજે, નવ આંબિલની ઓળી;
ઓળી કરતાં આપદ જાયે, ઋદ્ધિ સિદ્ધિ લહીએ બહુલી. અ.૧
આસો ને ચૈત્રે આદરશુ, સાતમથી સંભાળીરે,
આળસ મેલી આંબિલ કરશે, તસ ઘર નિત્ય દીવાળી. અ. ૨
પૂનમને દિન પૂરી થાતે, પ્રેમશુ પખાલીરે,
સિદ્ધચક્રને શુદ્ધ આરાધી, જાપ જપે જપમાળી. અ. ૩
દેહરે જઇને દેવ જુહારો, આદીશ્વર અરિહંતરે;
ચોવીશે ચાહીને પૂજો, ભાવશું ભગવંત. અ. ૪
બે ટંકે પડિક્રમણું બોલ્યું, દેવ વંદન ત્રણ કાલરે,
શ્રી શ્રીપાલતણી પરે સમજી, ચિત્તમાં રાખો ચાલ. અ. ૫

---

૧ પાંચ ૨ આરહંત ને સિદ્ધ ૩ આચાર્ય, ઉપાધ્યાય ને મુનિ ૪ દર્શન, જ્ઞાન, ચારિત્ર ને તપ.

સમકિત પામી અંતરજામી, આરાધો એકાંતરે;
સ્યાદ્વાદ પંથે સંચરતાં, આવે ભવનો અંત અ. ૬
સત્તર ચોરાણુ શુદિ ચૈત્રીયે, બારશે બનાવીરે,
સિદ્ધચક્ર ગાતાં સુખ સંપત્તિ, ચાલીને ઘેર આવે. અ. ૭
ઉદયરત્ન વાચક એમ જંપે, જે નર નારી ચાલેરે;
ભવની ભાવઠ તે ભાંજીને, મુક્તિપૂરીમાં મ્હાલે. અ. ૮

## શ્રી સિદ્ધચક્ર સ્તવન

( ૯ )

( રાગ પ્રભાતી )

નવપદ ધ્યાન ધરોરે, ભવિકા, નવ.
મન વચ કાયા કર એકાંતે, વિકથા દૂર હરોરે. ભવિકા ૧
મંત્ર જડિ ઓર તંત્ર ઘણેરા, ઈન સબકું વીસરોરે;
અરિહંતાદિક નવપદ જપને, પુણ્ય ભંડાર ભરોરે ભવિકા. ૨
અડસિદ્ધ નવનિધ મંગળ માળા, સંપત્તિ સહજ વરોરે.
લાલચંદ યાકી બલિહારી, શિવ તરૂ બીજ ખરોરે. ભવિકા. ૩

## શ્રી સિદ્ધચક્ર સ્તવન.

( ૧૦ )

( નીંદરડી વેરણ હુઇ રહી—એ રાગ. )

શ્રી સિદ્ધચક્ર આરાધિયે, જિમ પામો હો ભવિ કોડિ કલ્યાણકે;
શ્રી શ્રીપાળતણીપરે, સુખ પામો હો લહો નિર્મળ નાણકે.
શ્રી સિ. ૧

નવપદ ધ્યાન ધરો સદા, ચોખે ચિત્તે હો આણી બહુ ભાવકે;
વિધિઆરાધન સાચવો, જિમ જગમાં હો હોય જસનો જમાવકે.
શ્રી સિ. ૨

કેસર ચંદન કુસુમશુ, પૂજીયે હો ઉખેવી ધૂપકે;
કુંદરૂ અગર ને અરગજા, તપદિન તાં હો કીજે ધૃતદીપકે.
શ્રી સિ. ૩

આસો ચૈત્ર શુક્લ પક્ષે, નવ દિવસે હો તપ કીજે એહકે;
સહજ સૌભાગી સુસંપદા, સોવન સમ હો ઝળકે તસ દેહકે.
શ્રી સિ. ૪

જાવજીવ શક્તે કરો, જિમ પામો હો નિત્ય નવલા ભોગકે;
ચાર વરસ સાડા તથા, જિનશાસને હો એ મોટો યોગકે.
શ્રી સિ. ૫

વિમળ દેવ સંનિધ્ય કરે, ચક્રેશ્વરી હો કરે તાસ સહાયકે;
શ્રીજિનશાસન સોહિએ, એહ કરતાં હો અવિચળ સુખ થાયકે.
શ્રી સિ. ૬

મંત્ર તંત્ર મણિ ઓષધિ, વશ કરવા હો શિવ રમણી કાજકે;
ત્રિભુવન તિલક સમોવડો, હોય તે નર હો કહે નય કવિરાજકે.
શ્રી સિ. ૭

---

## શ્રી વીશસ્થાનકનું સ્તવન.

હાંરે મારે પ્રણમું સરસ્વતી માગું વચન વિલાસ જો,
વીશેરે તપ સ્થાનક મહિમા ગાઇશુ રે લોલ,
હાંરે મારે પ્રથમ અરિહંત પદ લોગસ્સ ચોવીશ જો,
બીજેરે સિદ્ધ સ્થાનક પદર ભાવશુ રે લોલ ૧

હાંરે મારે ત્રીજે પવયણશુ ગણો લોગસ્સ સાત જો,
ચોથેરે આયરિયાણ છત્રીશનો સહી રે લોલ;
હાંરે મારે થેરાણ પદ પાંચમે દશ ઉદારે જો,
છઠેરે ઉવજ્ઝાયાણ પચવીશનો સહી રે લોલ. ૨

સાતમે નમો લોએ સવ્વસાહુણ સત્તાવીશ જો,
આઠમે નમો નાણસ્સ પચે ભાવશુ રે લોલ;
હાંરે નવમે દરિસણ સડસઠ મનને ઉદાર જો,
દશમે નમો વિણયસ્સ વખાણીએ રે લોલ. ૩

હાંરે અગ્યારમે નમો ચારિત્તસ્સ લોગસ્સ સત્તર જો,
બારમે નમો બભસ્સ નવ ગણો સહી રે લોલ,
હાંરે કિરિયાણ પદ તેરમે વળી પચવીશ જો,
ચૌદમે નમો તવસ્સ બાર ગણો સહી રે લોલ. ૪

હાંરે પંદરમે નમો ગોયમસ્સ અઠ્ઠાવીશ જો,
નમો જિણાણ ચઉવીશ ગણશુ સોળમે રે લોલ;
સત્તરમે નમો ચારિત્તસ્સ લોગસ્સ સિત્તર જો,
નાણસ્સનો પદ ગણશું એકાવન અઢારમે રે લોલ. ૫

હારે ઓગણીશમે નમો સુઅસ્સ વીશ પીસ્તાળીશ જો,
વીશમે નમો તિત્થસ્સ વીશ પ્રભાવશું રે લોલ;
હાંરે એ તપનો મહિમા ચારસેં ઉપર વીશ જો,
ષટ્ માસે એક ઓળી પૂરી કીજીએ રે લોલ. ૬
હાંરે તપ કરતાં વળી ગણીએ હોય હજાર જો,
નવકારવાળી વીશે સ્થાનક ભાવશુ રે લોલ,
હાંરે પ્રભાવના સંઘ સાહમીવત્સલ સાર જો,
ઉજમણાં વિધિ કીજે વિનય લીજીએ રે લોલ. ૭
હાંરે તપનો મહિમા કહે શ્રી વીર જિનરાય જો,
વિસ્તારે ઇમ સંબંધ ગોયમ સ્વામીને રે લોલ;
હાંરે તપ કરતાં વળી તીર્થંકર પદ હોય જો,
દેવ ગુરૂ ઇમ કાંતિ સ્તવન સોહામણો રે લોલ. ૮

---

## શ્રી સિદ્ધચક્રની સ્તુતિ.

### ( ૧ )

વીર જિનેશ્વર અતિ અલવેસર, ગૌતમ ગુણના દરિયાજી,
એક દિન આણા વીરની લઈને, રાજગ્રહી સંચરીયાજી;
શ્રેણિક રાજા વંદન આવ્યા, ઉલટ મનમાં આણીજી,
પર્ષદા આગલ બાર બિરાજે, હવે સુણો ભવી પ્રાણીજી. ૧
માનવ ભવ તુમે પુન્યે પામ્યા, શ્રી સિદ્ધચક્ર આરાધોજી,
અરિહંત સિદ્ધ સૂરિ ઉવજ્ઝાયા, સાધુ દેખી ગુણ વાધોજી;

દરિસણ નાણ ચારિત્ર તપ કીજે, નવપદ ધ્યાન ધરીજેજી,
ધુર આસોથી કરવા આંબિલ, સુખ સંપદા પામીજેજી. ૨
શ્રેણિકરાય ગૌતમને પૂછે, સ્વામી ! એ તપ કેણે કીધોજી,
નવ આંબિલ તપ વિધિશું કરતાં, વંછિત સુખ કોણે લીધોજી;
મધુરી ધ્વની બોલ્યા શ્રીગૌતમ, સાંભળો શ્રેણિકરાય વયણાજી,
રોગ ગયો ને સંપદા પામ્યા, શ્રી શ્રીપાળ ને મયણાજી. ૩
રૂમઝુમ કરતી પાયે નેઉર, દીસે દેવી રૂપાલીજી,
નામ ચક્કેસરી ને સિદ્ધાઈ, આદિ જિનવર રખવાલીજી;
વિઘ્ન કોડ હરે સહુ સંઘનાં, જે સેવે એના પાયજી,
ભાણવિજય કવિ સેવક નય કહે, સંનિધ કરજો માયજી. ૪

---

( ૨ )

જિનશાસન વંછિત, પૂરણ દેવ રસાલ,
ભાવે ભવિ ભણીયે, સિદ્ધચક્ર ગુણમાલ;
તિહું કાલે એહની, પૂજા કરે ઉજમાલ,
તે અજર અમર પદ, સુખ પામે સુવિશાલ. ૧
અરિહંત સિદ્ધ વંદો, આચારજ ઉવજ્ઝાય,
મુનિ દરિસણ નાણ, ચરણ તપ એ સમુદાય;
એ નવપદ સમુદિત, સિદ્ધચક્ર સુખદાય,
એ ધ્યાને ભવિનાં, ભવકોટિ દુઃખ જાય. ૨

આસો ચૈતરમાં, શુદિ સાતમથી સાર,
પૂનમ લગે કીજે, નવ આંબિલ નિરધાર;
દોય સહસ્ર ગણણું, પદ સમ સાડાચાર,
એકાશી આંબિલ, તપ આગમઅનુસાર. ૩
સિદ્ધચક્રનો સેવક, શ્રી વિમલેસર દેવ,
શ્રીપાલતણી પરે, સુખ પૂરે સ્વયમેવ,
દુ:ખ દોહગ નાવે, જે કરે એહની સેવ,
શ્રી સુમતિ સુગુરૂનો, રામ કહે નિત્યમેવ. ૪

---

( ૩ )

અરિહંત નમો વલી સિદ્ધ નમો,
આચારજ વાચક સાહુ નમો;
દર્શન જ્ઞાન ચારિત્ર નમો,
તપ એ સિદ્ધચક્ર સદા પ્રણમો. ૧
અરિહંત અનંત થયા થાશે,
વલી ભાવ નિક્ષેપે ગુણ ગાશે;
પડિક્રમણાં દેવવંદન વિધિશું,
આંબિલ તપ ગણણું ગણો વિધિશું. ૨
છહરી પાળી જે તપ કરશે,
શ્રીપાળતણી પરે ભવ તરશે;
સિદ્ધચક્રને કુણ આવે તોલે,
એહવા જિન આગમ ગુણ બોલે. ૩

સાડાચાર વરસે તપ પૂરો,
એ કર્મ વિદારણ તપ શૂરો,
સિદ્ધચક્રને મનમંદિર થાપો,
નય વિમલેસર વર આપો. ૪

---

( ૪ )

પ્રહ ઉઠી વંદુ, સિદ્ધચક્ર સદાય,
જપીએ નવપદનો, જાપ સદા સુખદાય;
વિધિપૂર્વક એ તપ, જો કરે થઇ ઉજમાલ,
તે સવિ સુખ પામે, જિમ મયણા શ્રીપાળ. ૧
માલવપતિ પુત્રી, મયણા અતિ ગુણવંત,
તસ કર્મ સંયોગે, કોઢી મળિયો કંત,
ગુરૂવયણે તેણે, આરાધ્યું તપ એહ,
સુખ સંપદ વરિયા, તરિયા ભવજલ તેહ. ૨
આંબિલ ને ઉપવાસ, છઠ વલી અઠ્ઠમ,
દશ અઠ્ઠાઈ પંદર, માસ છ માસી વિશેષ,
ઈત્યાદિક તપ બહુ, સહુમાંહિ શિરદાર,
જે ભવિયણ કરશે, તે તરશે સંસાર ૩
તપ સંનિધ્ય કરશે, શ્રી વિમલેશ્વર યક્ષ,
સહુ સંઘનાં સંકટ, ચૂરે થઇ પ્રત્યક્ષ;
પુંડરીક ગણધાર, કનકવિજય બુધ શિષ્ય,
બુધ દર્શનવિજય કહે, પહોંચે સકલ જગીશ ૪

---

( ૫ )

અંગ દેશ ચંપાપુરી વાસી, મયણા ને શ્રીપાળ સુખાશી,
સમકિતશું મન વાસી, આદિ જિનેશ્વરની ઉલ્લાસી;
ભાવે પૂજા કીધી મન આશી, ભાવ ધરી વિશ્વાસી,
ગલિત કોઢ ગયો તેણે નાશી, સુવિધિશું સિદ્ધચક્ર ઉપાસી;
થયા સ્વર્ગના વાસી, આસો ચૈત્ર તણી પૂર્ણમાસી,
પ્રેમે પૂજો ભક્તિ વિકાસી, આદિ પુરૂષ અવિનાશી. ૧

કેસર ચંદન મૃગમદ[1] ઘોળી, હરખેશું ભરી હેમકચોળી,
શુદ્ધ જળે અંઘોળી, નવ આંબિલની કીજે ઓળી,
આસો શુદિ સાતમથી ખોલી, પૂજો શ્રી જિન ટોળી,
ચઉગતિમાંહે આપદા ચોળી, દુર્ગતિનાં દુખ દૂરે ઢોળી;
કર્મ નિકાચિત રોળી, કર્મ કષાય તણા મદ રોળી,
જેમ શિવ રમણી ભમર ભોળી, પામ્યા સુખની ઓળી. ૨

આસો શુદ સાતમશું વિચારી, ચૈત્રી પણ ચિત્તશું નિરધારી,
નવ આંબિલની સારી, ઓળી કીજે આળસ વારી,
પ્રતિક્રમણ બે કીજે ધારી, સિદ્ધચક્ર પૂજો સુખકારી,
શ્રીજિનભાષિત પરઉપકારી, નવ દિન જાપ જપો નરનારી;
જેમ લહીએ મોક્ષની બારી, નવપદમહિમા અતિ મનોહારી,
જિન આગમ ભાખે ચમત્કારી, જાઉં તેહની બલિહારી. ૩

શ્યામ ભમર સમ વીણા કાળી, અતિ સોહે સુંદર સુકુમાળી,
જાણે રાજમરાળી[2], જલહલ ચક્ર ધરે રૂપાળી,

---

૧ કસ્તૂરી. ૨ રાજહંસણી.

શ્રી જિનશાસનની રખવાળી, ચક્રેશ્વરી મે ભાળી,
જે એ ઓળી કરે ઉજમાળી, તેનાં વિઘ્ન હરે સૌ બાળી;
સેવક જન સભાળી, ઉદયરત્ન કહે આસનવાળી,
જે જિન નામ જપે જપ માળી, તે ઘર નિત્ય દીવાળી. ૪

---

## *શ્રી વીશસ્થાનકની સ્તુતિ.

વીશસ્થાનક તપ વિશ્વમાં મોટો, શ્રી જિનવર કહે આપજી,
બાંધે જિનપદ ત્રીજા ભવમાં, કરીને સ્થાનક જાપજી,
થયા થશે સવિ જિનવર અરિહા, એ તપને આરાધીજી,
કેવલજ્ઞાન દર્શન સુખ પામ્યા, સર્વે ટાળી ઉપાધિજી. ૧
અરિહંત સિદ્ધ પવયણ સૂરિ, સ્થવિર વાચક સાધુ નાણુજી,
દર્શન વિનય ચરણ બભ કિરિયા, તપ કરો ગોયમ ઠાણુજી;
જિનવર ચારિત્ર પચ વિધ નાણુ, શ્રુત તીર્થ એહ નામજી,
એ વીશ સ્થાનક આરાધે તે, પામે શિવપદ ધામજી. ૨
હોય કાળ પડિક્કમણુ પડિલેહણ, દેવવદન ત્રણ વારજી,
નોકારવાળી વીશ ગણીજે, કાઉસ્સગ્ગ ગુણ અનુસારજી;
ચારસો ઉપવાસ કરી ચિત્ત ચોખે, ઉજમણુ કરો સારજી,
પડિમા ભરાવો સઘભક્તિ કરો, એ વિધિ શાસ્ત્ર મોઝારજી. ૩

---

* આ વીશસ્થાનકમા કેટલાક નામાતર આવે છે. ૧૩ મુ ક્રિયાપદ તે સમાધિપદ, ૧૫ મુ ગોયમપદ તે દાનપદ, ૧૬ મુ જિનપદ તે વૈયાવચ્ચ પદ, ૧૮ મુ પચવિધિ જ્ઞાનપદ તે અભિનવ જ્ઞાનપદ આમ નામાતર છે. તેમજ ચારિત્રને લગતા બે પદ છે, જ્ઞાનને લગતા ૩ પદ છે, એમા કાઇક કાઇક જુદો જુદો ભાવ દર્શાવેલ છે.

શ્રેણિક સત્યકી સુલસા રેવતી, દેવપાળ અવદાતજી,
સ્થાનક તપ સેવા મહિમાએ, થયા જગમાંહિ વિખ્યાતજી;
આગમ વિધિ સેવે જે તપીયા, ધન્ય ધન્ય તસ અવતારજી;
વિઘ્ન હરે તસ શાસન દેવી, સૌભાગ્ય લક્ષ્મી દાતારજી. ૪

---

## શ્રી નવપદજીની સજ્ઝાયો.

### ( ૧ )

શ્રી મુનિચંદ્ર મુનીશ્વર વંદીએ, ગુણવંતા ગણધાર; સુજ્ઞાની.
દેશના સરસ સુધારસ વરસતા, જિમ પુષ્કર જળધાર.
સુ૦ શ્રી૦ ૧

અતિશય જ્ઞાની પર ઉપકારીઆ, સંયમ શુદ્ધ આચાર; સુ૦
શ્રી શ્રીપાળ ભણી જાપ આપીઓ, કરી સિદ્ધચક્ર ઉદ્ધાર.
સુ૦ શ્રી૦ ૨

આંબિલતપ વિધિ શીખી આરાધયો, પડિક્રમણાં દોયવાર, સુ૦
અરિહંતાદિક પદ એક એકનું, ગણણું દોય હજાર.
સુ૦ શ્રી૦ ૩

પડિલેહણ દોય ટંકની આદરે, જિન પૂજા ત્રણ કાળ; સુ૦
બ્રહ્મચારી વળી ભોંય સંથારે, વચન ન આળ પંપાળ.
સુ૦ શ્રી૦ ૪

મન એકાગ્ર કરી આંબિલ કરે, આસો ચૈતર માસ; સુ૦
શુદિ સાતમથી નવ દિન કીજીએ, પૂનમે ઓચ્છવ ખાસ.
સુ૦ શ્રી૦ ૫

એમ નવ ઓળી એકાશી આંબિલે, પૂરી પૂરણ હર્ષ; સુ૦
ઉજમણું પણ ઉદ્યમથી કરે, સાડાચારેરે વર્ષ. સુ૦ શ્રી૦ ૬
એ આરાધનથી સુખ સંપદા, જગમાં કીર્તિરે થાય, સુ૦
રોગ ઉપદ્રવ નાસે એહથી, આપદા દૂરે પલાય. સુ૦ શ્રી૦ ૭
સંપદા વાધે અતિ સોહામણી, આણા હોય અખંડ, સુ૦
મંત્ર જંત્ર તંત્ર સોહતો, મહિમા જાસ પ્રચંડ સુ૦ શ્રી૦ ૮
ચક્રેશ્વરી જેહની સેવા કરે, વિમલેશ્વર વળી દેવ, સુ૦
મન અભિલાષ પૂરે સવિ તેહના, જે કરે નવપદ સેવ.
સુ૦ શ્રી૦ ૯
શ્રીપાળે તેણીપેરે આરાધીઓ, દૂર ગયો તસ રોગ, સુ૦
રાજઋદ્ધિ દિન દિન પ્રત્યે વાધતો, મનવંછિત લહ્યો ભોગ.
સુ૦ શ્રી૦ ૧૦
અનુક્રમે નવમે ભવ સિદ્ધિ વર્યા, સિદ્ધચક્ર સુપસાય; સુ૦
એણીપરે જે નિત્ય નિત્ય આરાધશે, તસ જસવાદ ગવાય.
સુ૦ શ્રી૦ ૧૧
સંસારીક સુખ વિલસી અનુક્રમે, કરીએ કર્મનો અંત, સુ૦
ઘાતિ અઘાતિ ક્ષય કરી ભોગવો, શાશ્વત સુખ અનંત.
સુ૦ શ્રી૦ ૧૨
એમ ઉત્તમ ગુરૂ વયણ સુણી કરી, પાવન હુઆ બહુ જીવ,સુ૦
પદ્મવિજય કહે એ સુરતરૂ સમો, આપે સુખ સદૈવ.
સુ૦ શ્રી૦ ૧૩

( ૨ )

( આછેલાલની દેશી. )

નવપદ મહિમા સાર, સાંભળજો નરનાર,
આછેલાલ, હેત ધરી આરાધયેજી
તો પામો ભવપાર, પુત્ર કલત્ર પરિવાર.
આછેલાલ, નવપદ મંત્ર આરાધિયેજી એ આંકણી. ૧
આસો માસ સુવિચાર, નવ આંબિલ નિરધાર;
આછેલાલ, વિધિશુ જિનવર પૂજયેજી.
અરિહંત પદ સાર, ગણણુ તેર હજાર.
આછેલાલ, નવપદનુ એમ કીજીએજી. ૨
મયણાસુંદરી શ્રીપાલ, આરાધ્યો તત્કાળ;
આછેલાલ, ફલદાયક તેહને થયોજી.
કંચનવરણી કાય, દેહડી તેહની થાય.
આછેલાલ, શ્રી સિદ્ધચક્ર મહિમા કહ્યોજી. ૩
સાંભળી સહુ નરનાર, આરાધ્યો નવકાર;
આછેલાલ, હેત ધરી હૈડે ઘણુંજી.
ચૈત્ર માસે વળી એહ, નવપદશુ ધરો નેહ.
આછેલાલ, પૂજો દે શિવસુખ ઘણુંજી. ૪
ઈણિપરે ગૌતમસ્વામ, નવનિધિ જેહને નામ;
આછેલાલ, નવપદ મહિમા વખાણિયોજી.
ઉત્તમસાગર શિષ્ય, પ્રણમે તે નિશદિશ.
આછેલાલ, નવપદ મહિમા જાણિયોજી. ૫



## વર્ધમાન તપના દિવસોનું ગુણણું વગેરેનો વિધિ.

ૐ હ્રીઁ નમો તવસ્સ અથવા ૐ હ્રીઁ નમો અરિહંતાણં કે ૐ હ્રીઁ નમો સિદ્ધાણં એ પદમાંથી ગમે તે પદની નવકારવાળી ૨૦ ગણવી.

### ખમાસમણાં દેવાની રીત.

જો ૐ હ્રીઁ નમો તવસ્સ એ પદથી ગુણણું ગણે તો નીચેનો દુહો બોલી ખમાસમણ દેવુ.

દુહો.

કર્મ ખપાવે ચીકણાં, ભાવમંગળ તપ જાણ;
પચ્ચાશ લબ્ધિ ઉપજે, જય જય તપ ગુણખાણ.

તપ પદ કેવું છે? ઉજ્જવળ વર્ણે છે, બાર ભેદે કરી સહિત છે તે તપ પદને મારો નમસ્કાર હોજો.

જો ૐ હ્રીઁ નમો અરિહંતાણં એ પદથી ગુણણું ગણે તો નીચેનો દુહો બોલી ખમાસમણ દેવુ.

દુહો.

પરમ પંચપરમેષ્ઠિમાં, પરમેશ્વર ભગવાન;
ચાર નિક્ષેપે ધ્યાઇએ, નમો નમો જિન ભાણ.

અરિહંત ભગવાન કેવા છે? શ્વેત વર્ણે છે, બાર ગુણે કરી સહિત છે તેવા શ્રી અરિહંત ભગવાનને મારો નમસ્કાર હોજો.

ૐ હ્રીઁ નમો સિદ્ધાણં એ પદથી ગણણું ગણે તો નીચેનો દુહો બોલી ખમાસમણ દેવુ

દુહો.

ગુણ અનંત નિર્મળ થયા, સહજ સ્વરૂપ ઉજાસ;
અષ્ટ કર્મ મળ ક્ષય કરી, ભયે સિદ્ધ નમો તાસ.

સિદ્ધપદ કેવું છે? રક્તવર્ણે છે, આઠ ગુણે કરી સહીત છે, પૂજવા જોગ છે, ધ્યાવવા યોગ્ય છે એવા સિદ્ધપદને મારો નમસ્કાર હોજો.

તપ પદ કે અરિહંત પદનું ગણણું ગણે તો બાર ખમાસમણાં તથા બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ અને વીશ નવકારવાળી ગણવી. સિદ્ધપદનું ગણણું ગણે તો આઠ ખમાસમણાં તથા આઠ લોગસ્સનો કાઉસ્સગ્ગ અને વીશ નવકારવાળી ગણવી.

---

## શ્રી વર્ધમાન તપનાં ચૈત્યવંદનો.

૧

વર્ધમાન જિનપતિ નમી, વર્ધમાન તપ નામ;
ઓળી આંબેલની કરૂં, વર્ધમાન પરિણામ. ૧

એકાદિ યાવત્ શત, ઓળી સંખ્યા થાય;
કર્મ નિકાચિત તોડવા, વજ્ર સમાન ગણાય. ૨

ચૌદ વરસ ત્રણ માસની, સંખ્યા દિનની વીશ;
યથાવિધિ આરાધતાં, ધર્મરત્નપદ ઈશ. ૩

૨

વર્ધમાન જિન ઉપદિશે, વર્ધમાન તપ સાર;
કરવું વિધિજોગે સદા, કઠણ કર્મ સંહાર. ૧
એકેકુ આંબિલ વધે, યાવત્ શત પરિમાણ;
સાધિક ચૌદે વર્ષમાં, પૂરણ ગુણમણિખાણ. ૨
તપમંદિરની ઉપરે એ, શોભે શિખર સમાન;
ધર્મરત્ન તપસા કરી, પામે પદ નિર્વાણ. ૩

૩

ત્રિગડે ત્રિભુવન વાલહો, ભાખે તપના ભેદ;
એકસો તેવીશ મુખ્ય છે, કરવા કર્મવિચ્છેદ. ૧
તેમાં પણ ધુર મોટકો, મહા ઉગ્રતપ એહ;
શૂરવીર કોઇ આદરે, નિર્મલ થાશે દેહ ૨
રોગ વિઘન દૂરે કરે એ, ઉપજે લબ્ધિ અનેક;
ક્ષમા સહિત આરાધતાં, ધર્મરત્ન સુવિવેક. ૩

૪

બે કર જોડી પ્રણમિયે, વર્ધમાન તપ ધર્મ;
ત્રિકરણ શુદ્ધે પાળતાં, ટાળે નિકાચિત કર્મ. ૧
વર્ધમાન તપ સેવીને, કેઇ પામ્યા ભવપાર;
અંતગડ સૂત્રે વર્ણવ્યા, વંદુ વારંવાર. ૨
અંતરાય પચક ટલે એ, બાંધે જિનવર ગોત્ર;
નમો નમો તપરત્નને, પ્રગટે આતમ જ્યોત. ૩

૫

જો ધુરિ સિરી અરિહંત, મૂલ દૃઢ પીઠ પઈટ્ઠિયો;
સિદ્ધ સૂરિ ઉવજ્ઝાય સાહુ, ચિહું પાસ ગરિટ્ઠિયો. ૧
દંસણ નાણ ચરિત્ત તવહી, પડિસાહા સુંદરૂં;
તત્તખ્ખર સરવગ્ગ લદ્ધિ, ગુરૂ પયદલ દુંબરૂ. ૨
દિસિપાલ જખ્ખ જખ્ખિણી,—પમુહ સુરકુસુમેહિં અલંકિયો;
સો સિદ્ધચક્ક ગુરૂ કપ્પતરૂ, અમ મનવંછિય ફલ દિયો. ૩

---

## વર્ધમાન તપનું સ્તવન.

ઢાળ ૧.

( જિમ જિમ એ ગિરિ ભેટીએરે—એ દેશી. )

જિમ જિમ એ તપ કીજીએરે, તિમ તિમ ભવપરિપાક;સલુણા;
નિકટ ભવિ જીવ જાણવોરે, ઈમ ગીતારથ સાખ. સ. જિ. ૧
આંબિલ તપવિધિ સાંભળોરે, વર્ધમાન ગુણખાણ; સ.
પાપમલ ક્ષય કારણેરે, કતક ફળ ઉપમાન સ. જિ. ૨
શુભ મુહૂર્ત શુભ યોગમાંરે, સદ્‌ગુરૂ નાંદિયોગ; સ
આંબિલ તપપદ ઉચ્ચરીરે, આરાધો અનુયોગ. સ. જિ. ૩
ગુરૂમુખ આંબિલ ઉચ્ચરીરે, પૂજી પ્રતિમા સાર, સ.
નવપદની પૂજા ભણીરે, માગો પદ અણાહાર. સ જિ. ૪
ષડ્‌રસ ભોજન ત્યાગવાંરે, ભૂમિ સંથારો પ્રાય; સ.
બ્રહ્મચર્યાદિ પાલવાંરે, આરંભ જયણા થાય. સ. જિ. ૫

તપ પદની આરાધનારે, કાઉસ્સગ્ગ લોગસ્સ બાર; સ
ખમાસમણાં બાર આપવાંરે, ગુણણું હોય હજાર. સ. જિ. ૬
અથવા સિદ્ધપદ આશ્રયીરે, કાઉસ્સગ્ગ લોગસ્સ આઠ, સ.
ખમાસમણાં આઠ જાણવાંરે, નમો સિદ્ધાણં પાઠ. સ જિ ૭
બીજે દિન અપવાસમારે, પૌષધાદિ વ્રત યુક્ત; સ.
પડિક્કમણાદિ ક્રિયા કરીરે, ભાવના પરિમલ યુક્ત સ જિ ૮
ઇમ આરાધો ભાવથીરે, વિધિ પૂર્વક ધરી પ્રેમ; સ
ભાવો ધ્યાવો ભવિજનારે, ધર્મરત્નપદ એમ સ. જિ ૯

ઢાળી ૨.

( નવપદ ધરજ્યો ધ્યા ', ભવિકજન-એ રાગ. )

તપ પદ ધરજ્યો ધ્યાન, ભવિક તમે તપ પદ ધરજ્યો ધ્યાન.
નામે શ્રી વર્ધમાન. ભવિક. દિન દિન ચઢતે વાન. ભવિક.
સેવો થઈ સાવધાન ભવિક તમે તપ પદ ધરજ્યો ધ્યાન.
પ્રથમ ઓળી એમ પાળીને રે, બીજીએ આંબિલ હોય, ભ.
ત્રીજીએ ત્રણ ચોથી ચાર છે રે, અપવાસોત્તર હોય. ભ. ૧
ઇમ સો આંબિલ વ્રતની રે, સોમી ઓળી થાય, ભ.
શક્તિ અભાવે આંતરે રે, વિશ્રામે પહોંચાય. ભ. ૨
ચૌદ વર્ષ ત્રણ માસની રે, ઉપર સંખ્યા વીશ. ભ.
કાળમાન એ જાણવુ રે, કહે વીર જગદીશ ભ. ૩
અંતગડ અંગે વર્ણવ્યું રે, આચારદિનકર લેખ, ભ.
ગ્રન્થાંતરથી જાણવું રે, એ ઉપનું ઉલ્લેખ. ભ. ૪

પાંચ હજાર પચ્ચાસ છે રે, આંબિલ સખ્યા સર્વ, ભ.
સખ્યા સો ઉપવાસની રે, તપમાં ન કરો ગર્વ. ભ. ૫
મહાસેન કૃષ્ણા સાધ્વી રે, વર્ધમાન તપ કીધ, ભ.
અતગડ કેવળ પામીને રે, અજરામર પદ લીધ. ભ. ૬
શ્રીચદ કેવળી એ તપ સેવી, પામ્યા પદ નિર્વાણ, ભ.
ધર્મ રત્ન પદ પામવારે, એ ઉત્તમ અનુષ્ઠાન. ભ. ૭

ઢાળ ૩.

( નરભવ નગર સોહામણુ વણુઝારારે–એ રાગ. )

જિનધર્મ નદન વન ભલો, રાજહસા રે.
તપ સુરતરૂ ઉપમાન, અહો રાજહંસા રે.
શીતળ છાયા સેવીને, રા પ્રાણી તું થા સાવધાન અહો રા. ૧
અમૃતફળ આસ્વાદીને, રા. કાઢ અનાદિની ભૂખ, અહો રા.
ભવપરિભ્રમણભગ્ન તું, રા. અવસર પામી ન ચૂક. અહો રા. ૨
શત શાખાથી શોભતો, રા. પાંચ હજાર પચાસ, અહો રા.
આંબિલ ફૂલે અલંકર્યો, રા અક્ષય પદ ફલ તાસ. અહો રા. ૩
વિમલેશ્વર સુરસાંનિધ્યે, રા તું નિર્ભય થયો આજ, અહો રા.
કૃતકૃત્ય થઇ માગતું, રા. અકલ સ્વરૂપી રાજ. અહો રા. ૪
વિગ્રહ ગતિ વોસરાવીને, રા. લોકાગ્રે કર વાસ, અહો રા.
ધન્ય તું કૃતપુણ્ય તું, રા સિદ્ધ સ્વરૂપ પ્રકાશ. અહો રા. ૫
તપ ચિતવણી કાઉસ્સગ્ગે, રા. વીર તપોધન ધ્યાવ, અહો રા.
મહાસેન કૃષ્ણા સાધ્વી, રા. શ્રીચદ ભવજળ નાવ. અહો રા. ૬

સૂરિ શ્રી જગચ્ચંદ્રજી, રા. હીરવિજય ગુરૂહીર, અહો રા.
મલ્લવાદી પ્રભુ કુરગડુ, રા આર્યસુહસ્તી વીર અહો રા ૭
પારગત તપજલધિના, રા. જેજે થયા અણગાર, અહો રા
જીત્યા જિવ્હાસ્વાદને, રા. ધન્યધન્ય તસ અવતાર. અહો રા. ૮
એક આંબિલે તૂટશે, રા. એક હજાર ક્રોડ વર્ષ, અહો રા.
દશહજાર ક્રોડ વર્ષનુ, રા. ઉપવાસે નરકઆયુષ્ય. અહો રા ૯
તપ સુદર્શન ચક્રથી, રા. કરો કર્મનો નાશ, અહો રા.
ધર્મ રત્ન પદ પામવા, રા. આદરો તપ અભ્યાસ અહો રા. ૧૦

## કળશ.

તપ આરાધન ધરમ સાધન, વરધમાન તપ પરગડો,
મન કામના સહુ પૂરવાને, સર્વ થાએ સુરઘડો;
અતિદાનથી શુભ ધ્યાનથી, ભવિક જીવ એ તપસ્યા કરો,
શ્રીવિજયધરમ સૂરીશ સેવક, રત્નવિજય કહે શિવ વરો. ૧



# વર્ધમાન તપની થોયો.

૧

વર્ધમાન ઓલી કરો, ભવ ભવ પાતિક પરિહરો,
વર્ધમાન જિન પામીને, દૂર કરો સહુ ખામીને. ૧

વર્ધમાનાદિક જિન તર્યા, પૂર્વ ભવે જે તપ કર્યા,
તે તપ મુજને ફળ આપો, આહારાદિક સંજ્ઞા કાપો. ૨

અંતગડ આચારદિનકરૂ, શ્રીચંદ્રચરિત્ર આદરૂ;
તપકુલકાદિક ગ્રંથ જે, તપ સાધનના પંથ છે. ૩

તપગચ્છ નંદન સુરતરૂ, શ્રી વિજયધર્મ સૂરિશ્વરૂ;
રત્નવિજય સુખદાયિકા, સ્હાય કરે સિદ્ધાયિકા. ૪

૨

વર્ધમાન તપ ઓલી પાળું, ત્રિવિધે ત્રિવિધે પાતિક ટાળું;
શરીર અને જીવ ભિન્ન નિહાળું, શ્રાવક ગુણઠાણું અજવાળું. ૧

અતીત અનાગત ને વર્તમાન, ત્રિગડે બેશી કરે વખાણ;
કોઇ નહિ એ તપની તોલે, વીશ વિહરમાન ઈમ બોલે. ૨

અંતગડ આગમની વાણી, આચારદિનકર ગ્રંથ નિશાની;
તપશૂરા અણગાર કહીજે, પૂજી પ્રણમી લાહો લીજે. ૩

શાસનસુરવર કરે સહાયા, તપસી નરના પૂજે પાયા;
વિમલેશ્વર વર યક્ષ પ્રસન્ન, ધર્મ રત્નનાં કરે જતન. ૪

૩

વર્ધમાન આંબિલ તપ આદરો, ચોવીશ જિનની પૂજના કરોઃ
અંતગડ આગમ સુણો વખાણ, સિદ્ધાઇ દેવી કરે કલ્યાણ. ૧
( આ થુઇ ચાર વાર કહેવાશે. )

---

## શ્રી વર્ધમાન તપ સ્વાધ્યાય.

૧

પ્રભુ તુજ શાસન અતિ ભલું, તેમાં ભલું તપ એહરે;
સમતા ભાવે સેવતા, જલ્દિ લહે શિવગેહરે. પ્રભુ. ૧
ખટરસ તજી ભોજન કરે, વિગય કરે ખટ દૂરરે;
ખટપટ સઘળી પરિહરી, કર્મ કરે ચકચૂરરે પ્રભુ. ૨
પડિક્કમણા દોય ટંકનાં, પૌષધ વ્રત ઉપવાસરે;
નિયમચિતારે સર્વદા, જ્ઞાન ધ્યાન સુવિલાસરે પ્રભુ. ૩
દેહને દુઃખ દેવાથકી, મહા ફળ પ્રભુ ભાખેરે;
ખડ્ગધારા વ્રત એ સહી, આગમ અંતગડ સાખેરે. પ્રભુ. ૪
ચૌદ વર્ષ સાધિક હોવે, એ તપનુ પરિમાણરે;
દેહનાં દંડ દૂરે કરે, તપચિંતામણિ જાણરે. પ્રભુ. ૫
સુલભ બોધી જીવને, એ તપ ઉદયે આવેરે;
શાસનસુર સાંનિધ્ય કરે, ધર્મ રત્ન પદ પાવેરે. પ્રભુ. ૬

---

૨

પ્રીતમસેં તી વીનવે, પ્રમદા ગુણની ખાણ, મેરેલાલ.
અવસર આવ્યો સાહેબા, કરશુ તપ વર્ધમાન. મેરેલાલ.
આંબિલ તપ મહિમા સુણો. ૧
બહોત ગઇ થોડી રહી, કીધા બહુલા સ્વાદ; મેરેલાલ.
પિંડ પોષિયો લાલચે, હવે છોડો ઉન્માદ. મેરેલાલ. આંબિલ.૨
સાડી ત્રણ ક્રોડ રોમ છે, પોણા બે બે રોગ, મેરેલાલ.
દેહના દંડ છે એટલા, દૂર કરો સબ રોગ. મેરેલાલ.આંબિલ.૩
૫૮ કોટિની ઉપરે, સાડાબાર લાખ પરમાણ, મેરેલાલ.
આંબિલ તીવ્ર હુતાશને, કાયા કંચનવાન. મેરેલાલ આંબિલ.૪
સવાચૌદ વર્ષો લગે, એકાધિક શત માન, મેરેલાલ.
ખડ્ગધારા વ્રત પાલશું,ધરશુ જિનવરઆણ મેરેલાલ.આંબિલ. ૫
નાણ મંડાવી ભાવશું, સાહમી સામણ સાથ, મેરેલાલ.
ઊજમણાં કરવાં ભલાં, પૂજશુ ત્રિભુવનનાથ. મેરેલાલ.આંબિલ. ૬
નિયાણાં કરશું નહિ, સમતા ભાવ ઉદાર, મેરેલાલ.
ધર્મ રત્ન આરાધતા, અમૃત ક્રિયા વિચાર.મેરેલાલ આંબિલ. ૭

૩

જિમજિમ એ તપ કીજીએરે, તિમતિમ પાપ પલાય, સલુણા.
આલસ તજી ઉદ્યમ કરેરે, ઉપાદાન શુદ્ધ થાય સલુણા.
વર્ધમાન તપ કીજીએરે, લીજીએ નરભવ લાભ. સલુણા. ૧
એકેકુ વધતાં થકાંરે, સો આંબિલ સમુદાય, સલુણા.
સો ઉપવાસ સંખ્યા થશેરે, પાતક દૂર પલાય. સલુણા. ૨

ચૌદ વર્ષ ત્રણ માસનેરે, વીશ દિવસ હિતકાર, સલુણા.
પાંચ હજાર પચાસ છેરે, સર્વ દિવસ તપ ધાર. સલુણા. વ. ૩
નમો તવસ્સ પદ જાપનીરે, હોય હજાર પ્રમાણ, સલુણા.
બારલોગસ્સ કાઉસ્સગ્ગ કરોરે, યથાશક્તિઅનુમાન.સલુણા.વ.૪
વિ ધપૂર્વક આરાધવારે, ઊજમણો ફળ જોય, સલુણા;
સુલભ બોધી જીવનેરે, ધર્મ રત્ન શિવ હોય સલુણા. વ. ૫

---

૪

(મોરા સાહિબા હો શીતળનાથકે, અરજ સુણો એક માહરી–એ દેશી.)
મોરા ચેતનહો કહુ અનુભવ વાતકે, સાંભલ સ્થિર થઇ મિત્ર તું;
જિમ પામેહો તુ શિવસુખ સારકે, ક્ષણમાં હોય પવિત્ર તું.૧
તપ આંબિલહો કરજે વર્ધમાનકે, વિઘ્નવિદારણ કેસરી,
અષ્ટસિદ્ધિહો અણિમાદિક થાયકે, પ્રગટે ઋદ્ધિ પરમેશ્વરી. ૨
ભય સાતેહો કે દૂર પલાયકે, આંબિલે બળી નહી દ્વારિકા;
દેવસાંનિધ્યહો કરે હરે સહુ કષ્ટકે, મ ત્ર ત ત્ર ફળકારકા. ૩
મયણાસુ દરીહો શ્રીપાળ નરેશકે, એ તપથી સુખીઆ થયા;
કોઇ સેવ્યોહો એ તપ સુરવૃક્ષકે, યુક્તિ મુક્તિ પદવી લહ્યા. ૪
નવકારશીહો તોડે એકશો વર્ષકે, નરકાયુ સુરનુ કરે;
તોડે પોરસીહો વર્ષ એક હજારકે, અયુત સાઢપોરસી હરે. ૫
એક લાખહો પુરીમઢ્ઢ હર તકે, એકાશન દશ લાખનું;
નીવી કરતાંહો કોડ એક ક્ષપાયકે, એકલઠાણું દશ કોડનું. ૬

કાપે સો કોડહો વર્ષ એકલ દત્તિકે, હજાર કોડ વર્ષ આંબિલે;
ઉપવાસેહો દશ સહસ કોડકે, નરક આયુષ તુ કાપી લે. ૭
એ વ્યાખ્યાહો મધ્યમ ફળ જાણુ કે, કેવળ લહે ઉત્કૃષ્ટથી;
દસ ધારોહો એ અસિ સૂર્યહાસકે. મુષ્ટિ જ્ઞાને ગ્રહો મુષ્ટિથી.૮
નમો તવસ્સહો ગણો હોય હજારકે, ખમાસમણા બાર છે;
ગણો'લોગસ્સહો બાર કાઉસ્સગ્ગ રૂપકે, સાચો કર્મકુઠાર છે.૯
યથાશક્તિહો કરો તપ અનુકૂળકે, સંયમશ્રેણિ આદરો;
તપ તપોહો વર્ધમાન પરિણામકે, ધર્મરત્નપદ અનુસરો. ૧૦



# શ્રી પંચજ્ઞાનનાં સ્તવનો.

(૧)

## પ્રથમ મતિજ્ઞાનનું સ્તવન.

( દેશી રસીયાની )

પ્રણમો પંચમી દિવસે જ્ઞાનને, ગાજી જગમાંરે જેહ, સુજ્ઞાની.
શુભ ઉપયોગે ક્ષણમાં નિર્જરે, મિથ્યા સચિત એહ. સુ.પ્ર.૧
સંત પદાદિક નવ દ્વારે કરી, મતિ અનુયોગ પ્રકાશ; સુ.
નયવ્યવહારે આવરણ ક્ષય કરી, અજ્ઞાની જ્ઞાન ઉલ્લાસ. સુ પ્ર.૨
જ્ઞાની જ્ઞાન લહે નિશ્ચય કહે, દોય નય પ્રભુજીને સત્ય, સુ.
અંતરમુહૂર્ત્ત રહે ઉપયોગથી, એ સર્વ પ્રાણીને નિત્ય. સુ.પ્ર.૩
લબ્ધિ અંતર્મુહૂર્ત્ત લઘુપણે, છાસઠ સાગર જિઠ્ઠ; સુ.
અધિકો નરભવ બહુવિધ જીવને, અંતર કદિયે ન દીઠ. સુ.પ્ર.૪
સંપ્રતિ સમયે એક બે પામતા, હોય અથવા નવી હોય; સુ.
ક્ષેત્ર પલ્યોપમ ભાગ અસંખ્યમાં, પ્રદેશ માને બહુ જોય. સુ.પ્ર.૫
મતિજ્ઞાન પામ્યા જીવ અસંખ્ય છે, કહ્યા પડિવાઈ અનંત, સુ.
સર્વઆશાતના વર્જો જ્ઞાનની, વિજયલક્ષ્મી લહો સંત. સુ પ્ર.૬

## ( ૨ )

## દ્વિતીય શ્રુતજ્ઞાનનું સ્તવન.

( હરીયા મન લાગો—એ દેશી )

શ્રી શ્રુત ચૌદ ભેદે કરી, વરણવે શ્રી જિનરાજરે;
ઉપધાનાદિ આચારથી, સેવિયે શ્રુત મહારાજરે. ૧

શ્રુતશ્યું દિલ માન્યો.

દિલ માન્યોરે મનમાન્યો, પ્રભુ આગમ સુખકારરે. શ્રુ એ ટેક.

એકાદિ અક્ષર સંયોગથી, અસંયોગી અનંતરે,
સ્વપર પર્યાયે એક અક્ષરો, ગુણપર્યાય અનંતરે. શ્રુ. ૨

અક્ષરનો અનંતમો, ભાગ ઉઘાડો છે નિત્યરે;
તે તો અવરાયે નહિ, જીવ સૂક્ષ્મનું એ ચિત્તરે. શ્રુ. ૩

ઈચ્છે સાંભળવા ફરી પૂછે, નિસુણી ગ્રહે વિચારંતરે;
નિશ્ચય ધારણા તેમ કરે, ધી ગુણ આઠ એ ગણતરે. શ્રુ .૪

વાદી ચોવીશ જિનતણા, એક લાખ છત્રીશ હજારરે;
બસેં સયળ સભામાંહે, પ્રવચન મહિમા અપારરે. શ્રુ. ૫

ભણે ભણાવે સિદ્ધાન્તને, લખે લખાવે જેહરે,
તસ અવતાર વખાણીએ, વિજયલક્ષ્મી ગુણગેહરે. શ્રુ. ૬

( ૩ )

## તૃતીય અવધિજ્ઞાનનું સ્તવન.

( કુઅર ગભારો નજર દેખતાજી–એ દેશી )

પૂજો પૂજો અવધિજ્ઞાનને પ્રાણિયારે, સમકિતવંતને એ ગુણ હોયરે;
સવિ જિનવર એ જ્ઞાને અવતરીરે, માનવ મહોદય જોયરે પૂ ૧

શિવરાજ રૂષિ વિપર્યય દેખતારે, દ્વીપ સાગર સાત સાતરે;
વીરપસાયે દોષ વિભગ ગયોરે, પ્રગટ્યો અવધિ ગુણ વિખ્યાતરે. પૂ. ૨

ગુરૂસ્થિતિ સાધિક છાસઠ સાગરૂરે, કોઇને એક સમય લઘુ જાણરે;
ભેદ અસંખ્ય છે તર–તમયોગથીરે, વિશેષાવશ્યકમાં એહ વખાણરે પૂ ૩

ચારસે એક લાખ તેત્રીશ સહસ્સ છેરે, ઓહિનાણી મુણિંદરે,
ઋષભાદિક ચૌવીશ જિણંદનારે, નમે પ્રભુપદ અરવિંદરે. પૂ ૪

અવધિજ્ઞાની આણંદને દિયેરે, મિચ્છામિદુક્કડ ગોયમસ્વામરે;
વર્જો આશાતના જ્ઞાન જ્ઞાનીતણીરે, વિજયલક્ષ્મી લહે ધામરે. પૂ. ૫

---

(૪)

## ચતુર્થ મનઃપર્યવજ્ઞાનનું સ્તવન.

( જીરે જી—એ દેશી )

જીરે મારે શ્રી જિનવર ભગવાન, અરિહંત નિજ નિજ
જ્ઞાનથી, જીરેજી.
„ સંયમ સમય જાણંત, તવ લોકાંતિક માનથી. „ ૧

„ તીર્થ વરતાવો નાથ, એમ કહી પ્રણમે તે સુરા; „
„ ષટ અતિશયવંત દાન, લેઇ હરખે સુરનરા. „ ૨

„ ઈણ વિધે સવિ અરિહંત, સર્વવિરતિ જબ ઉચ્ચરે; „
„ મનઃપર્યવ તવ નાણ, નિર્મળ આતમ અનુસરે. „ ૩

„ જેહને વિપુલમતિ તેહ, અપ્રતિપાતિપણે ઉપજે; „
„ અપ્રમાદી ઋદ્ધિવંત, ગુણઠાણે ગુણ નીપજે. „ ૪

„ એકલાખ પીસ્તાળીશ હજાર, પાંચસેં એકાણુ જાણીએ; „
„ મનનાણી મુનિરાજ, ચોવીસ જિનનાં વખાણીએ. „ ૫

„ હું વહુ ધરી નેહ, સવિ સંશય હરે મનતણા; „
„ **વિજયલક્ષ્મી** શુભભાવ, અનુભવજ્ઞાનના ગુણ ઘણા. „ ૬

---

(૫)

## પંચમ કેવળજ્ઞાનનું સ્તવન.

( કપૂર હોય અતિ ઉજળોરે—એ દેશી )

શ્રી જિનવરને પ્રગટ થયુંરે, ક્ષાયિક ભાવે જ્ઞાન;
દોષ અઢાર અભાવથીરે, ગુણ ઉપના તે પ્રમાણરે. ૧

**ભવિયા વંદો કેવળજ્ઞાન. પંચમી દિન ગુણખાણરે.**
**ભ. વં. ટેક.**

અનામીના નામનોરે, કિસ્યો વિશેષ કહાય,
એ તો મધ્યમા વૈખરીરે, વચન ઉલ્લેખ ઠરાયરે. ભ. વં. ૨

ધ્યાન ટાણે પ્રભુ તું હોયેરે, અગમ અગોચર રૂપ,
પરા પશ્યંતી પામીનેરે, કાંઈ પ્રમાણે મુનિ ભૂપરે. ભ. વં. ૩

છતી પર્યાય જે જ્ઞાનનારે, તે તો નવિ બદલાય;
જ્ઞેયની નવનવી વર્તનારે, સમયમાં સવિ તે જણાયરે. ભ. વં. ૪

બીજા જ્ઞાનતણી પ્રભારે, એહમાં સર્વ સમાય;
રવિ પ્રભાથી અધિક નહીંરે, નક્ષત્રગણ સમુદાયરે. ભ. વં. ૫

ગુણ અનંતા જ્ઞાનનારે, જાણે ધન્ય નર તેહ;
વિજયલક્ષ્મિસૂરિ તે લહેરે, જ્ઞાન મહોદય ગેહરે. ભ. વં. ૬



ॐ अर्हँ

# श्री शत्रुंजयमहातीर्थकल्प.*

सुअधम्मकित्तिअं तं, तित्थं देविंदवंदिअं थुणिमो
पाहुडए विज्जाणं, देसिअमिगवीसनामं जं ॥१॥

શ્રુત–સિદ્ધાંતમાં વર્ણવેલા, દેવેંદ્રોએ વંદેલા અને જે તીર્થરાજનાં, વિદ્યાપ્રાભૃત નામના પૂર્વમાં, ૨૧ ઉત્તમ નામ કહ્યાં છે તે તીર્થરાજની અમે સ્તવના કરીએ છીએ. ૧

विमलगिरिमुत्तिनिलओ,सत्तुंजयसिद्धखित्तपुंडरिओ
सिरिसिद्धसेहरो सि,–द्धपव्वओ सिद्धराओ अ॥२॥

૧ વિમલગિરિ, ૨ મુક્તિનિલય, ૩ શત્રુંજય, ૪ સિદ્ધ-ક્ષેત્ર, ૫ પુંડરિકગિરિ, ૬ શ્રી સિદ્ધશેખર, ૭ શ્રી સિદ્ધગિરિ અને ૮ શ્રી સિદ્ધરાજ. ૨

बाहुबली मरुदेवो, भगीरहो सहसपत्तसयवत्तो ।
कूडसयअट्ठुत्तरो, नगाहिराओ सहसकमलो ॥३॥

---

* આ કલ્પમા અષ્ટાપદ કલ્પની પેઠે ધર્મકીર્તિ, દેવેંદ્ર અને વિદ્યાનંદ એ ત્રણ નામો પ્રથમ શ્લોકમા ગુંથેલા છે તેથી આ કલ્પ-ના કર્તા અષ્ટાપદ કલ્પની પેઠે શ્રીમદ્ધર્મઘોષસૂરિ છે એમ નિર્ણય થાય છે. (વધુ હકીકત માટે વાચો અષ્ટાપદ કલ્પની ફુટનોટ પ્રષ્ઠ ૧૪૧.)

૯ બાહુબલી, ૧૦ મરૂદેવ, ૧૧ ભગીરથ, ૧૨ સહસ્રપત્ર, ૧૩ શતપત્ર, ૧૪ અષ્ટોત્તરશતકૂટ, ૧૫ નગાધિરાજ, ૧૬ સહસ્રકમલ. ૩

**ढंको कोडिनिवासो, लोहिच्चो तालझओ कयंबुत्ति ।**
**सुरनरमुणिकयनामो, सो विमलगिरि जयउ तिथ्थं**

૧૭ ઢંક, ૧૮ કોડિનિવાસ, ૧૯ લોહિત્ય, ૨૦ તાલધ્વજ અને ૨૧ કદંબગિરિ—એ જેનાં ઉત્તમ ૨૧ નામો સુર, નર અને મુનિઓએ મળીને સ્થાપ્યાં છે તે વિમલગિરિરાજ જયવંત વર્તો. ૪

**रयणायरविवरोसहि,-रसकूविजुआ सदेविआ जथ्थ**
**ढंकाइपंचकूडा, सो विमलगिरि जयउ तिथ्थं ॥५॥**

જેમાંના ઢંકાદિક પાંચ શિખરો દેવતાધિષ્ઠિત તથા રત્નની ખાણો, ગુફાઓ, ઔષધિઓ અને રસકૂપિકાઓવડે યુક્ત છે તે વિમલગિરિરાજ જયવંત વર્તો । ૫

**जो अरयछगंमि असी, सत्तरी सट्ठी अ पन्नबार-**
**जोअणए ।**
**सगरयणिविथ्थिन्नो, सो विमलगिरि जयउ तिथ्थं**

જે પહેલા આરાથી માંડી છઠ્ઠા આરા સુધીમાં અનુક્રમે

ઘટતે ૮૦, ૭૦, ૬૦, ૫૦, ૧૨ યોજન અને ૭ હાથના વિસ્તારવાળા હોય છે તે વિમલગિરિરાજ જયવંત વર્તો ! ૬

**जो अट्ठजोयणुच्चो, पन्ना दस जोयणे अ मूलुवरिं ।**
**विथ्थिन्नो रिसहजिणे, सो विमलगिरि जयउ तिथ्थं**

જે ઋષભદેવ ભગવાનના વારે આઠ યોજન ઉંચો, ૫૦ યોજન મૂળમાં અને ૧૦ યોજન ઉપર ભાગે વિસ્તીર્ણ હતો તે વિમલગિરિરાજ જયવંત વર્તો ! ૭

**जहिं रिसहसेणपमुहा, असंखतिथ्थंकरासमोसरिआ**
**सिद्धा अ सिद्धसेले, सो विमलगिरि जयउ तिथ्थं**

જ્યાં ઋષભસેન પ્રમુખ અસંખ્ય તીર્થંકરો સમવસર્યા છે અને શ્રી સિદ્ધશૈલ ઉપર સિદ્ધ થયેલ છે તે વિમલગિરિ-રાજ જયવંત વર્તો ! ૮

**तह पउमनाहपमुहा, समोसरिस्संति जथ्थ भा-विजिणा ।**
**तं सिद्धखित्तनामं, सो विमलगिरि जयउ तिथ्थं९**

તેમજ પદ્મનાભ પ્રમુખ ભાવિ તીર્થંકરો જ્યાં આવી સમવસરશે જેથી તેનું સિદ્ધક્ષેત્ર નામ મશહુર છે તે શ્રી વિમલગિરિરાજ જયવંત વર્તો ! ૯

सिरिनेमिनाहवज्जा, जत्थ जिणा रिसहपमुह-
वीरंता ।
तिवीस समोसरिआ, सो विमलगिरि जयउ तित्थं

વળી જ્યાં શ્રી નેમિનાથ ભગવાન વિના ઋષભદેવથી માંડી વર્દ્ધમાન પ્રભુ પર્યંત ૨૩ તીર્થંકરો વર્તમાન કાળમાં સમવસર્યા છે તે શ્રી વિમલગિરિરાજ જયવંત વર્તો ! ૧૦

मणिरूवकणयपडिमं,जत्थरिसहचेइअं भरहविहिअं
सदुवीस जिणाययणं, सो विमलगिरि जयउ तित्थं

જ્યાં ભરત ચક્રવર્તીએ કરાવેલુ ૨૨ જિનાલય સહિત શ્રી ઋષભદેવ ભગવાનનું ચૈત્ય મણિમય, સુવર્ણમય અને રૂપામય પ્રતિમાઓથી અલંકૃત છે તે શ્રી વિમલગિરિરાજ જયવંત વર્તો ! ૧૧

बाहुबलिणा उ रम्मं, सिरिमरुदेवाइ कारिअं भवणं।
जत्थ समोसरणजुअं, सो विमलगिरि जयउतित्थं

વળી જ્યાં બાહુબલિજીએ શ્રી મરૂદેવા માતાનું મંદિર રમણિક અને સમવસણ યુક્ત કરાવેલુ છે તે શ્રી વિમલગિરિરાજ જયવંત વર્તો ! ૧૨

**ओसप्पिणीइपढमं, सिद्धो इह पढमचक्कीपढमसुओ**
**पढमजिणस्सय पढमो, गणहारी जत्थ पुंडरिओ १३**

આ અવસર્પિણી કાળમાં જ્યાં સહુથી પ્રથમ ભરત-ચક્રવર્તીના પહેલા પુત્ર અને પ્રથમ તીર્થંકર ભગવાનના પ્રથમ ગણધર મહારાજ શ્રી પુ ડરીકસ્વામી સિદ્ધિપદને પામ્યા છે. ૧૩

**चित्तस्स पुन्निमाए, समणाणं पंचकोडिपरियरिओ**
**निम्मलजसपुंडरिअं, सो विमलगिरि जयउ तित्थं॥**

ચૈત્રી પૂર્ણિમાએ પાંચ ક્રોડ મુનિયોથી પરિવરેલા પુ ડરિક સ્વામી જ્યાં નિર્મળ મોક્ષપદને પામ્યાછે તે શ્રીવિમલગિરિ-રાજ જયવ ત વર્તો ! ૧૪

**नमिविनमिखेयरिंदा, सहमुणिकोडिहिं दोहिं संजाया ।**
**जहिं सिद्धसेहरा सइ, सो विमलगिरि जयउ तित्थं**

નમિ અને વિનમિ વિદ્યાધરો બે ક્રોડ મુનિ સ ઘાતે જ્યાં સિદ્ધિપદને વર્યા છે તે વિમલગિરિરાજ જયવ ત વર્તો ! ૧૫

**सव्वट्ठसिद्ध पथ्यड, अंतरिआ पन्नकोडिलख्खुदही**
**सेढीहिं असंखाहिं, चउद्स लख्खाइ संखाहिं १६**

**जथ्थाइच्चजसाइ,–सगरंता रिसहवंसजनरिंदा ।**
**सिद्धिं गया असंखा, सो विमलगिरि जयउ तिथ्थं**

ચૌદ લાખ મોક્ષે જાય ત્યારે એકાદ સર્વાર્થસિદ્ધિ વિ-માનમાં જાય એવી રીતે ૫૦ લાખ ક્રોડ સાગરોપમ સુધી સુર્યયશાથી માંડીને સગર ચક્રવર્તી પર્યંત ઋષભદેવના વંશના અસંખ્ય પટ્ટ પરંપરામાં થયેલા અસંખ્ય રાજાઓ જ્યાં સિદ્ધિ-પદને વર્યા તે શ્રી વિમલગિરિરાજ જયવંતો વર્તો ! ૧૬–૧૭

**वासासु चउम्मासं, जथ्थ ट्ठिआ अजिअसंतिजि-**
**णनाहा ।**
**बिअ सोल धम्मचक्की, सो विमलगिरि जयउ तिथ्थं**

જ્યાં બીજા અને સોળમા ધર્મચક્રવર્તી શ્રી અજિતનાથ અને શાંતિનાથ વર્ષાચાતુર્માસ રહ્યા તે વિમલગિરિરાજ જય-વંત વર્તો ! ૧૮

**दसकोडिसाहुसहिआ, जथ्थ दविडवालिखिल्लप-**
**मुहनिवा ।**
**सिद्धा नगाहिराए, जयउ तयं पुंडरियं तिथ्थं ॥१९॥**

દ્રાવિડ અને વારિખિલ્લ પ્રમુખ રાજાઓ દશક્રોડ સાધુ સંઘાતે જે ગિરિરાજ ઉપર સિદ્ધિપદને પામ્યા તે શ્રી પુંડરિક તીર્થ જયવંત વર્તો ! ૧૯

जहिं रामाइतिकोडी,इगनवइनारयाइमुणिलख्खा।
जायाओ सिद्धराया, सो विमलगिरि जयउ तिथ्थं

જ્યાં રામચંદ્રાદિક ત્રણક્રોડ સાધુઓ અને નારદ આદિ ૯૧ લાખ સાધુઓ સિદ્ધ થયા તે શ્રી વિમલગિરિરાજ જય-વંત વર્તો ! ૨૦

नेमिवयणेण जत्ता,-गएण जहिं नंदिसेणगणि-
वइणा
विहिओ अजियसंतिथओ,सो विमलगिरि जयउ
तिथ्थं ॥ २१ ॥

શ્રી નેમિનાથ પ્રભુની આજ્ઞાથી યાત્રાએ આવેલા નંદિ-ષેણુ નામના ગણધરે જ્યાં અજિતશાંતિ સ્તવ કર્યો તે શ્રી વિમલગિરિરાજ જયવંત વર્તો ! ૨૧

पज्जुन्नसंबपमुहा, कुमरवरा सड्ढअट्ठकोडिजुआ ।
जथ्थ सिवं संपत्ता, सो विमलगिरि जयउ तिथ्थं २२

જ્યાં શાંબ અને પ્રધુમ્ન પ્રમુખ શ્રેષ્ઠ કુમારો ૮।। ક્રોડ મુનિયો સંઘાતે શિવસંપદાને વર્યા તે શ્રી વિમલગિરિરાજ જયવંત વર્તો ! ૨૨

**अन्नोवि भरहसेलग,–थावच्चासुअसुआइअसंखा।**
**जहिं कोडिकोडि सिद्धा,सो विमलगिरि जयउ तिथ्थं**

વળી ભરત, સેલગસૂરિ, થાવચ્ચાપુત્ર, અને શુકાચાર્ય પ્રમુખ અસંખ્ય ક્રોડાક્રોડ સાધુઓ સિદ્ધિપદને વર્યા તે વિમલગિરિરાજ જયવંત વર્તો ! ૨૩

**असंखा उद्धारा, असंखपडिमाओ चेइअअसंखा।**
**जहिं जाया जयउ तयं, सिरिसत्तुंजयमहातिथ्थं २४**

અસંખ્ય ઉદ્ધારો, અસંખ્ય પ્રતિમાઓ અને અસંખ્ય ચૈત્યો જ્યાં થયા તે શ્રી શત્રુંજય મહાતીર્થ જયવંત વર્તો ! ૨૪

**कयजिणपडिमुद्धारा, पंडवा जथ्थ विसकोडिजुआ।**
**मुत्तिनिलयंमि पत्ता,सो विमलगिरि जयउ तिथ्थं२५**

જેમણે જિનપ્રતિમાઓનો ઉદ્ધાર કર્યો એવા પાંચ પાંડવો ૨૦ ક્રોડ મુનિ સંઘાતે જ્યાં મુક્તિપદને પામ્યા તે વિમલગિરિરાજ જયવંત વર્તો ! ૨૫

**भरहकराविअबिंबे, चिल्लणतलाइगुहाठिइ नमंतो।**
**जहिं होइ इगवयारी, सो विमलगिरि जयउ तिथ्थं**

જ્યાં ચિલણ તલાવડીની નજદીકમાં રહેલી દેવતાધિષ્ઠિત ગુફામાં બિરાજમાન કરેલી ભરતચક્રવર્તીએ કરાવેલી પ્રભુ-

પ્રતિમાને નમસ્કાર કરનાર એકાવતારી થાય છે તે શ્રી વિમ-
લગિરિરાજ જયવંત વર્તો ! ૨૬

**दहिफलफलयसमीवे,अलक्खदेउलीपरिसरपएसे ।**
**सिवबारंपिव बारं, जीइ गुहाए विहाडेउं ॥२७॥**

**अट्ठमतवेण तुट्ठो,कवडिअजक्खो जहिं भरहपडिमा ।**
**वंदावइ जयउ तयं, सिरिसत्तुंजयमहातित्थं॥२८॥**

દધિફલ (કોઠાનાં) વૃક્ષ સમીપે અને અલખ્ખ દેવડીની નજદીકમાં રહેલી તે દેવતાધિષ્ઠિત ગુફાનું મોક્ષદ્વારના જેવું દ્વાર ઉઘાડીને અઠ્ઠમ તપથી તુષ્ટમાન થયેલો કપર્દીયક્ષ જ્યાં ભરતમહારાજે ભરાવેલી પ્રભુપ્રતિમાને વંદાવે છે તે શ્રી શત્રું-જય મહાતીર્થરાજ જયવંત વર્તો ! ૨૭-૨૮

**संपइविक्कमबाहड,-हालपालित्तामदत्तरायाइ ।**
**जं उद्धरिहंति तयं, सिरिसत्तुंजयमहातित्थं ॥२९॥**

સંપ્રતિ, વિક્રમ, બાહડ, હાલ, પાદલિપ્ત, આમ અને દત્તરાજાદિક જેનો ઉદ્ધાર કરનાર થશે એવો શ્રી શત્રુંજય મહા-તીર્થરાજ જયવંત વર્તો ! ૨૯

**जं कालयसूरिपुरो, सरहिं सुदिट्ठी सया विदेहेवि ।**
**इणमिअ सक्केणुत्तं, तं सत्तुंजयमहातित्थं ॥ ३० ॥**

મહાવિદેહક્ષેત્રમાં પણ સમ્યગ્દૃષ્ટિજનો જેનું સદા સ્મરણ કરે છે એવી હકીકત શક્ર–ઈંદ્રે કાલકસૂરિ સમીપે જણાવી છે તે શ્રી શત્રુંજય મહાતીર્થ જયવંત વર્તો ! ૩૦

**जावडिबिंबुद्धारे, अणुपमसरमजिअचेइअठाणे ।**
**जहिं होइ जयउ तयं, सिरिसत्तुंजयमहातित्थं॥३१॥**

જાવડશાએ કરાવેલા ચૈત્ય ઉદ્ધાર સમયે અજિતનાથ સ્વામીના ચૈત્ય સમીપે જ્યાં અનુપમ સરોવર નિર્માણ કરવામાં આવેલુ છે તે શ્રી શત્રુંજય મહાતીર્થ જયવંત વર્તો ! ૩૧

**मरुदेवीसंतिभवणं, उद्धरिही जत्थ मेहघोसनिवो ।**
**कक्कीपपुत्तो तं इह, सिरिसत्तुंजयमहातित्थं ॥३२॥**

જ્યાં કલ્કીરાજાના પુત્રનો પુત્ર મેઘઘોષ રાજા મરૂદેવી માતાના તથા શ્રી શાંતિનાથના મંદિરનો ઉદ્ધાર કરશે તે શ્રી શત્રુંજય મહાતીર્થ જયવંત વર્તો ! ૩૨

**पच्छिमउद्धारकरो,जस्स विमलवाहणो निवो होही।**
**दुप्पसहगुरुवएसा, तं सत्तुंजयमहातित्थं ॥ ३३ ॥**

સૂરિ દુપ્પસહના ઉપદેશથી વિમલવાહન રાજા જેનો છેલ્લો ઉદ્ધાર કરાવશે તે શ્રી શત્રુંજય મહાતીર્થ જયવંત વર્તો ! ૩૩

**वुच्छिन्नेवि अ तित्थे, होही पूअजुअमुसहकूडं जं।**
**जा पउमनाहतित्थं, तं सत्तुंजयमहातित्थं ॥३४॥**

જ્યારે તીર્થનું માન બીલકુલ ઘટી જશે અર્થાત્ પ્રમાણમાં તે બહુજ અલ્પ રહેશે અને વર્તમાન વીરશાસનનો પણ વિચ્છેદ થશે ત્યારે પણ ભાવી પદ્મનાભ પ્રભુના શાસન સુધી જેનુ ઋષભકૂટ ( મુખ્ય શિખર ) તો ( દેવાદિકથી ) પૂજાતુંજ રહેશે તે શ્રી શત્રુંજય મહાતીર્થ જયવંત વર્તો ! ૩૪

**पायं पावविमुक्का,जत्थ निवासी अ जंति तिरिआवि**
**सुगइए जयउ तयं,सिरिसत्तुंजयमहातित्थं ॥३५॥**

જેમાં નિવાસ કરતા તિર્યંચો પણ પ્રાયઃ પાપરહિત છતાં સદ્ગતિ પામે છે એવું શ્રી શત્રુંજય મહાતીર્થ જયવંત વર્તો ! ૩૫

**जस्स सयाइ कप्पे, वक्खाए झाइए सुए सरिए।**
**होइ सिवं तइअभवे, तं सत्तुंजयमहातित्थं ॥३६॥**

જે તીર્થના કલ્પનું નિરંતર વ્યાખ્યાન, ધ્યાન, શ્રવણ કે સ્મરણ કરવાથી ત્રીજે ભવે મોક્ષ થાય છે તે શ્રી શત્રુંજય મહાતીર્થ જયવંત વર્તો ! ૩૬

**जलजलणजलहिरणवण,–हरिकरिविसविसहराइ-**
**दुट्ठभयं;**
**नासइ जं नाम सुइ, तं सत्तुंजय महातित्थं ॥३७॥**

જેનું નામ સાંભળતાં (યા સભારતાં) જળ, અગ્નિ, સમુદ્ર, રણ, વન, સિંહ, હાથી, વિષ અને વિષધર આદિના દુષ્ટ ભય દૂર થઇ જાય છે તે શ્રી શત્રુંજય મહાતીર્થ જયવંત વર્તો ! ૩૭

**इय भद्दबाहुरइआ, कप्पा सत्तुंजतित्थमाहप्पं ।**
**सिरिवयरपहुद्धरिअं, जं पालित्तेण संखविअं ॥३८॥**

આ શ્રી ભદ્રબાહુસ્વામીએ રચેલા કલ્પથકી, શ્રી શત્રુંજય તીર્થનું માહાત્મ્ય શ્રી વજ્રસ્વામી મહારાજે ઉદ્ધર્યું અને શ્રીપાદલિપ્ત સૂરિએ તેને સંક્ષેપ્યુ. ૩૮

**तं जह सुअं थुअं मे, पढंतनिसुणंतसंभरंताणं ।**
**सत्तुंजयकप्पथुत्तं, देउ लहु सत्तुंजयसिद्धिं ॥३९॥**

તે શ્રી શત્રુંજય [મહા] કલ્પ–સ્તવ ગુરૂપરંપરાથી જેમ સાંભળ્યો તેમજ મેં કહ્યો છે ઉક્ત સ્તવન ભાવથી ભણનાર, સાંભળનાર અને સંભારનાર ભવ્યોને તેના પ્રભાવે દ્રવ્ય-ભાવ શત્રુનો જય કરવાનુ સામર્થ્ય શીઘ્ર સંપ્રાપ્ત થાઓ ! ૩૯

**શ્રી શત્રુંજયમહાતીર્થકલ્પ**
**समाप्त.**

## શ્રી અષ્ટાપદકલ્પ[1] સારાંશ.



શ્રેષ્ઠ [2]ધર્મ—કીર્તિયુક્ત, અને વિદ્યા—આનંદે કરી સહિત તથા દેવેન્દ્રથી વંદિત એવા શ્રી આદિનાથ પ્રભુએ જેને પાવન કરેલ છે, તે અષ્ટાપદ ગિરિરાજ જયવંત વર્તે છે. ૧

જે અષ્ટાપદ પર્વતપર દ્યૂત ( જુગાર ) પ્રમુખ લાખોગમે દોષોને હરનાર તથા સુવર્ણ સદૃશ કાંતિવાળા શ્રી ઋષભદેવ ભગવાન થયા છે ( નિર્વાણ પામ્યા છે ) તે અષ્ટાપદ ગિરિરાજ જયવંત વર્તે છે ૨

મુનિઓને વિષે શ્રેષ્ઠ એવા શ્રી ઋષભદેવ પ્રભુના બાહુ-બલિ પ્રમુખ ૯૯ પુત્રો જ્યાં અક્ષય સુખને પામ્યા છે તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંત વર્તે છે ૩

---

૧ અષ્ટાપદાદિક મૂળ કલ્પો પ્રશમરતિ સાથે તેમજ ધનપાળ-પચાશિકા સાથે પ્રસિદ્ધ થયેલા છે ત્યાંથી જોઇ લેવા.

૨ આ કલ્પના પ્રથમ શ્લોકમા દર્શાવેલા ગર્ભિત નામોવડે ક-રીને એના કર્તા શ્રીમદ્દેવેન્દ્રસૂરિ શિષ્ય શ્રીમદ્ધર્મઘોષસૂરિ છે એમ સ્પષ્ટ થાય છે. ધર્મઘોષસૂરિને પ્રથમ ગણિપદ મળ્યુ તે વખતે તેમનુ નામ ધર્મકીર્તિ હતુ અને વિદ્યાનંદ મુનિ તેમના વડીલ ગુરૂ-ભાઇ હતા. તેથી પહેલા પાદમા ધર્મકીર્તિ, બીજા પાદમાં વિદ્યાનંદ અને ત્રીજા પાદમા દેવેન્દ્રસૂરિ એમ ત્રણ નામ સૂચવ્યા છે. ધર્મકીર્તિ નામ દર્શાવ્યુ છે તેથી આ કલ્પ તેમણે ગણિ અવસ્થામાં રચ્યો છે એમ નિર્ણય થાય છે.

જાણે પ્રભુના વિયોગથી ભય પામ્યા હોય તેમ પ્રભુની સાથે દશહજાર મુનિવરો જ્યાં મોક્ષપદને પામ્યા છે, તે અષ્ટા પદ ગિરિરાજ જયવંત વર્તે છે. ૪

જ્યાં ઋષભદેવ પ્રભુની સાથે એકજ સમયે તેમના નવાણુ પુત્રો અને આઠ પૌત્રો સમકાળે શિવસુખને પામ્યા છે, તે અષ્ટાપદ ગિરિરાજ જયવત વર્તે છે. ૫

તીર્થંકરની, ગણધરની અને શેષ મુનિજનોની—એમ ત્રણ ચિતાને સ્થાને જાણે સાક્ષાત્ રત્નત્રયીજ હોય તેવા ત્રણ સ્તૂપો જ્યાં ઇંદ્રે સ્થાપન કર્યા છે, તે અષ્ટાપદ ગિરિરાજ જયવંત વર્તે છે. ૬

શાશ્વત જિનમંદિર (સિદ્ધાયતન) જેવું બેઠા સિંહના આકારનુ સિંહનિષદ્યા નામનુ સુશોભિત ચાર દ્વારવાળું જનચૈત્ય જ્યાં ભરતે નિર્માણ કરાવ્યુ, તે શ્રી અષ્ટાપદ ગિ-રિરાજ જયવંત વર્તે છે. ૭

એક યોજન લાંબું, બે કોસ પહોળુ અને ત્રણ કોસ ઉંચું એવું જિનચૈત્ય જ્યાં ઉચે પ્રકારે શોભે છે તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવત વર્તે છે ૮

જ્યાં ભરતચક્રીએ પોતાની પ્રતિમા સ હત પોતાના નવાણું ભાઇઓની પ્રતિમાઓ અને ચોવીશ તીર્થંકરોની પ્રતિમાઓ નિર્માણ કરી, તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંત વર્તે છે. ૯

પોતપોતાના દેહ પ્રમાણે, વર્ણ અને લાંછન સયુક્ત વ-ર્તમાન ૨૪ જિનેશ્વરોનાં બિબો જ્યાં (સિંહનિષદ્યાચૈત્યમાં)

ભરતચક્રીએ પધરાવ્યાં છે, તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંત વર્તે છે. ૧૦

જ્યાં પ્રતિમા સહિત નવાણું બંધુઓના નવાણું સ્તૂપો તથા એક પ્રભુનો સ્તૂપ ભરતચક્રીએ નિર્માણ કરેલ છે તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંત વર્તે છે ૧૧

મોહરૂપ સિંહને હણવાને સમર્થ આઠ પગાળા અષ્ટાપદ જેવા જેના ( યોજન યોજન પ્રમાણ ) આઠ પગથીયાં ભરતે કરાવ્યાં જેથી તે આઠ યોજન ઊંચો શોભે છે, તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંત વર્તે છે. ૧૨

ભરતચક્રી પ્રમુખ અનેક કોટી મુનિવરો જ્યાં સિદ્ધિપદને વર્યા, તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંત વર્તે છે. ૧૩

જ્યાં અનશન કરી સર્વાર્થસિદ્ધ વિમાનમાં અને મોક્ષમાં ગયેલા ભરતવંશના (અસંખ્ય) રાજર્ષિઓની વાત સુબુદ્ધિ પ્રધાને સગરચક્રીના પુત્રોને કહી, તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંત વર્તે છે. ૧૪

તેથી સાગર જેવા ગંભીર આશયવાળા તે સગરચક્રીના પુત્રોએ ગિરિની ચોમેર ફરતી રક્ષા કરવા માટે સાગરના જેવી ( ઉંડી અને વિશાળ ) ખાઇ ખોદી—નીપજાવી, તે શ્રી અ-ષ્ટાપદ ગિરિરાજ જયવંત વર્તે છે. ૧૫

સદા ઉંચા પ્રકારે નાચતા ચપળ તરંગોરૂપી પોતાના સુશોભિત હસ્તોવડે જાણે પોતાનું પાપ ક્ષાલન કરવા ઈચ્છતી હોય તેવી ગંગા નદીએ શ્રી જિનેશ્વર વાસિત જે ગિરિરાજનો

ચોમેરથી આશ્રય કર્યો, તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંત વર્તે છે. ૧૬

જ્યાં (ચોવીશે) જિનેશ્વરને (મણિમય) તિલક ચડાવવાથી **દમયંતી** તેના યથાર્થ ફળ તરીકે પોતાનાજ લલાટમાં આકૃતિવાળા સ્વાભાવિક તિલકને પામી, એટલે તેણીનુ કપાળ સૂર્ય જેવુ પ્રકાશમાન થયુ, તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંત વર્તે છે. ૧૭

જે ગિરિને કોપથી સમુદ્રમાં ફેંકી દેવા ઇચ્છતા **રાવણને વાલી** નામના મુનિએ પોતાના પાદવડે ( પર્વત સાથે ) દબાવીને તત્કાળ રોવરાવ્યો, તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંત વર્તે છે ૧૮

ભુજાની નસવતી ત્રુટેલી તાંત સાંધી લીધેલી વીણાવડે પ્રભુની ભક્તિ કરતો **રાવણ** જ્યાં **ધરણેન્દ્ર** પાસેથી વિજય આપનારી અમોઘવિજયા શક્તિને પામ્યો, તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવત વર્તે છે. ૧૯

વાસુદેવની જેમ જે તીર્થઉપર વસતા શત્રુને પ્રહાર કરતો વિદ્યાધર પણ વિદ્યાહીન થઈ જાય છે, તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંત વર્તે છે. ૨૦

સ્વશક્તિવડે આ ગિરિવર ઉપર આવીને જે જિનોને વાંદે, તે અવશ્ય મોક્ષને પામે છે એવી રીતે **શ્રીવીરે** જને વખાણ્યો છે, તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંત વર્તે છે. ૨૧

દક્ષિણાદિક ચારે દિશાઓમાં સ્થાપેલા ૪, ૮, ૧૦ અને ૨ મળીને ચોવીશ જિનબિંબોને ચતુર ગણધર **શ્રીગૌતમસ્વામીએ** જ્યાં વંદના કરી છે, તે અષ્ટાપદ ગિરિરાજ જયવંત વર્તે છે. ૨૨

જે પર્વત ઉપર **ગૌતમસ્વામીએ** ઉપદેશેલ પુંડરિક અધ્યયનનું પઠન કરવાથી તિર્યગ્જૃંભકદેવ દશપુર્વધરમાં પ્રધાન એવા દશમા પટ્ટધર ( વજર્ષિ નામે ) થયા, તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંત વર્તે છે. ૨૩

જેમણે જિનેશ્વર પ્રભુને સ્તવ્યા છે, એવા શ્રી ગૌતમગણધરે જ્યાં પંદરસો તાપસોને દીક્ષા આપી, તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંત વર્તે છે. ૨૪

શ્રી અષ્ટાપદ પર્વતની જેવા સુવર્ણમય અને નિશ્ચલ વૃત્તિવાળા જે સર્વજ્ઞ પ્રભુએ આઠ પગથીયાંવાળા અને ચિરકાળ સ્થાયી રહેવાવાળા આ મહાતીર્થનુ વર્ણન કર્યું છે, તે શ્રી અષ્ટાપદગિરિ અથવા અષ્ટાપદગિરિના નાયક **શ્રી આદિદેવપ્રભુ** જયવંતા વર્તે છે. ૨૫

ઇતિ શ્રી અષ્ટાપદકલ્પસારાંશ સમાપ્ત.

---

# શ્રી ગિરનારકલ્પસારાંશ*

જ્યાં વિશેષે કરીને જેમને દેવેન્દ્ર નમ્યા છે એવા, પ્રવર ધર્મ–કીર્તિ, અને વિદ્યાનંદથી ભરપૂર તથા કલ્યાણની લક્ષ્મીથી યુક્ત એવા **શ્રી નેમિનાથ પ્રભુ** વિરાજે છે, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે. ૧

યાદવોની ઉપેક્ષા કરીને તેમજ **રાજિમતીનો** ત્યાગ કરીને નેમિપ્રભુએ મોક્ષ મેળવવા માટે જેનો આશ્રય કર્યો છે, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે ૨

છત્રશિલાના અંતભાગ ઉપર દીક્ષા ગ્રહણ કરીને જેના ઉંચા શિખરપર રહી સ્વામી **શ્રી નેમિનાથે** સ્વસ્વરૂપનું અવલોકન કર્યું, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે. ૩

જ્યાં સહસ્રામ્રવનમાં કેવળજ્ઞાન પામીને લક્ષારામમાં પ્રભુએ ધર્મ ઉપદિશ્યો તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તેછે. ૪

જેના ઉચ્ચ પ્રદેશ ઉપર રહીને યાદવતિલક **શ્રીનેમિપ્રભુ** નિવૃત્તિરૂપી સ્ત્રીના શ્રેષ્ઠ નિતંબનું સુખ પામ્યા, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે. ૫

જ્યાં **નેમિપ્રભુના** ( દીક્ષા, કેવળ અને નિર્વાણરૂપ ) ત્રણ કલ્યાણક જાણીને કૃષ્ણ વાસુદેવે રૂપાનાં, સુવર્ણનાં અને

---

* આ કલ્પમા પણ અષ્ટાપદ કલ્પનો પેઠે ધર્મકીર્તિ, વિદ્યાનંદ અને દેવેંદ્ર એ ત્રણ નામો પહેલા શ્લોકમા સૂચવ્યા છે તેથી આ કલ્પના કર્તા પણ શ્રીમદ્ધર્મઘોષસૂરિ છે એમ નિર્ણય થાય છે.

મણિનાં બિંબમય ત્રણ ચૈત્યો કરાવ્યાં, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે. ૬

જે ગિરિના મધ્યમાં ઈંદ્રે વજ્રવડે વિવર કરીને કાંચન ગુફામય રજત ચૈત્ય બનાવ્યું, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે ૭

એ ચૈત્યના મધ્યમાં **શ્રી નેમિપ્રભુની** રત્નમયી મૂર્તિ પ્રભુના દેહમાન અને વર્ણ પ્રમાણે ઇંદ્રે સ્થાપન કરી, તે શ્રી ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે. ૮

સ્વકૃત આ બિંબ યુક્ત બીજા ત્રણ બિંબને ઈંદ્રે દેવતાઓ પાસે જે ચૈત્યના મધ્યમાં સમવસરણમાં સ્થાપન કરાવ્યાં, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે. ૯

જેના ચૈત્યમાં અવલોકનવાળા ( ખુલ્લા ) ઉપરના રંગમંડપમાં અંબાના મૂર્તિ છે, અને ગુફામાં શાંબની મૂર્તિ છે, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે. ૧૦

ચિંતિત અર્થની સિદ્ધિ કરનાર સિદ્ધિવિનાયક દેવ જ્યાં પ્રદ્યુમ્નની આગળ પ્રતિહાર રૂપે રહેલ છે, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે. ૧૧

પ્રભુના નિર્વાણ સ્થાને પૂર્વ સન્મુખ તેનીજ જેવું બીજું ચૈત્ય જ્યાં ઇંદ્રે નિર્માણ કર્યું, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે ૧૨

જે તીર્થે ( ભગવંતના ) અત્યંત સ્મરણથી કાલમેઘ પ્રમુખ સાત યાદવો ક્ષેત્રઅધિષ્ઠાયક (–યક્ષ ) પણાને પામ્યા, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે ૧૩

જ્યાં ઇંદ્રે ચોબારૂં ગુફા–ચૈત્ય કર્યું છે, અને તેમાં રહીને મેઘઘોષ દેવ જ્યાં પ્રભુનું અર્ચન કરે છે, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે. ૧૪

જ્યાં સહસ્રામ્રવનમાં ચોવીશ રમણીય સુવર્ણ ચૈત્યો છે, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે. ૧૫

જ્યાં લક્ષારામ ( લાખ વૃક્ષવાળા બગીચા ) ની અંદર ગુફામાં વર્તમાન ચોવીશી સહિત ( ત્રણ ચોવીશીના ) બહોંતેર જિનોના બિંબો છે, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે. ૧૬

નેમીશ્વર પ્રભુની લેપ્યમયી પ્રતિમા જ્યાં બે હજાર વર્ષ સુધી ટકી રહી, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે. ૧૭

લેપમય મૂર્તિનો નાશ થયે છતે અંબાદેવીના આદેશથી **રતન** શ્રાવકે જ્યાં પશ્ચિમ સામું ( નવું ) ચૈત્ય સ્થાપ્યું, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે. ૧૮

કાંચન ગુફા–ચૈત્યની અંદરના સમવસરણમાંથી રતન શ્રાવકે કાચા સૂત્રના તાંતણાવડે ખેંચીને આ ( આજ કાળે વિદ્યમાન ) બિંબ અહીં આણ્યું, તે ગિરનાર ગિરીશ્વર જય-વંત વર્તે છે. ૧૯

જ્યાં નેમિનાથ પ્રભુને નમસ્કાર કરવામાં (યાત્રા પ્રસંગે) બૌદ્ધવડે નિષેધ કરાયેલા શ્રી સંઘે (સહાયને માટે) મંત્ર-બળથી આકાશમાર્ગે ગમન કરી શકનાર જયચંદ્ર મુનિને ત્યાં આવવા ફરમાવ્યું, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે. ૨૦

તારાદેવીને વશ કરીને બૌદ્ધોને પરાસ્ત કરી, જયચંદ્ર મુનિએ જ્યાં શ્રી સંઘને પ્રભુનાં દર્શન કરાવ્યાં (પ્રભુ ભેટાવ્યા), તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે. ૨૧

રાજા સમક્ષ કુમારીના મુખમાંથી નીકળેલી ગાથાવડે (સિદ્ધ કરી આપીને) અંબાદેવીએ દિગંબરીઓ પાસેથી જે તીર્થ (શ્વેતાંબર) સંઘને સહાને માટે સોંપાવ્યું, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે. ૨૨

ત્યારથી માંડી નિરંતર સમસ્ત સંઘ નિત્ય અનુષ્ઠાનમાં જે [1]ગાથાનો હમેશાં પાઠ કરે છે, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે. ૨૩

દીક્ષા, જ્ઞાન, ધ્યાન, વ્યાખ્યાન (ઉપદેશ) અને નિર્વાણના સ્થાને જે પ્રભુચૈત્યથી પવિત્ર છે, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે. ૨૪

રાજિમતીની ગુફા, ચંદ્ર ગુફા, ગજેંદ્રપદ કુંડ અને ના-

---

१ उज्जितसेलसिहरे, दिक्खा नाणं निसिहाआ जस्स ।
तं धम्मचक्कवट्टिं, अरिट्ठनेमिं नमंसामि ॥

ગઝરી પ્રમુખ સ્થળે જે પ્રભુપ્રતિમાથી યુક્ત છે, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે. ૨૫

જ્યાં મનોહર અને કલ્યાણકારક છત્રાક્ષર, ઘંટાંજનબિંદુ અને [1]શિવશિલાદિક (પવિત્ર સ્થળો) રહેલાં છે, તે ગિરનાર ગિરીશ્વર જયવંત વર્તે છે. ૨૬

ચાકુડી અમાત્ય અને સજ્જન દંડેશ પ્રમુખ અનેક ઉત્તમ જનોએ જ્યાં નેમીશ્વર પ્રભુના ચૈત્યનો ઉદ્ધાર કર્યો છે, તે ગિરનાર ગિરીશ્વર જયવત વર્તે છે. ૨૭

જેની મેખલા (કંદોરા) ને સ્થાને તેજપાળ મંત્રીશ્વરે ત્રણ કલ્યાણક સંબંધી ચૈત્ય કરાવ્યું, તે ગિરનાર ગિરીશ્વર જયવત વર્તે છે. ૨૮

અને વસ્તુપાળે શત્રુંજય, સંમેતશિખર અને અષ્ટાપદ તીર્થોની જ્યાં રચના કરી, તે ગિરનાર ગિરીશ્વર જયવત વર્તે છે. ૩૦

અદ્યાપિ જ્યાં ગીત-નૃત્યાદિકને કરતા સાવધાન દેવો સંભળાય છે, તે ગિરનાર ગિરીશ્વર જયવત વર્તે છે ૩૧

વિદ્યાપ્રાભૃત (શાસ્ત્ર) થકી ઉદ્ધરેલા પાદલિપ્ત સૂરિકૃત ઉજ્જયતકલ્પ વગેરે ઉપરથી આ પ્રમાણે જેનુ મેં વર્ણન કર્યું છે, તે શ્રી ગિરનાર ગિરીશ્વર જયવત વર્તે છે. ૩૨

ઇતિ શ્રી ગિરનારકલ્પસારાંશ.

---

૧ સિદ્ધિશિલાદિક.

# શ્રી સંમેતશિખરકલ્પસારાંશ.

આ ભરતભુમિરૂપી સ્રીના વિશાળ લલાટ સ્થળના તિલક તુલ્ય **સંમેતશિખર** તીર્થ કે જે સંસાર સમુદ્રના **તીર્થ** એટલે કિનારા સમાન છે, તેને હું સ્તવુ છું. ૧

જિનેશ્વર અને મુનિજનોના ચરણકમલને લાગેલી રજના સમૂહ વડે જેનો સુંદર પ્રદેશ શોભી રહ્યો છે અને કિન્નરગણો જેનો યશ ગાઈ રહ્યા છે, તે સંમેતશિખર ગિરિરાજ જયવંત વર્તે છે. ૨

જ્યાં **અજિતાદિક** વીશ જિનો અનેક મુનિઓ સાથે પધારી કર્મમળરહિત થઇ મોક્ષ પામ્યા છે, તે સંમેતશિખર ગિરિરાજ જયવંત વર્તે છે. ૩

આને તીર્થ જાણીને **શીલસન્નાહ** નામે મુનીંદ્ર જ્યાં અનશન કરી કર્મરહિત થઇને મોક્ષપદને પામ્યા, તે સંમેતશિખર ગિરિરાજ જયવંત વર્તે છે. ૪

બીજા પણ બહુ મુનિઓએ જ્યાં આવીને સુખે મોક્ષપદ સાધ્યું, એવો જેનો અપાર મહિમા છે, તે સંમેતશિખર ગિરિરાજ જયવંત વર્તે છે. ૫

જ્યાં અનેક અરિહંત અને મુનિઓનો મનોહર મોક્ષમહિમા ઇંદ્રોએ કરેલો છે, એવો જગતજનોને આનંદિત કરનાર શ્રી સંમેતશિખર ગિરિરાજ જયવંત વર્તે છે. ૬

ઉત્તમ ધ્યાનને અચળચણે ગવેષતા મુનિવરોએ અચળ-પણાવડે કરીને ધ્યાનના મિત્રરૂપ જે ગિરિવરનો આશ્રય લીધેલો છે, તે સંમેતશિખર ગિરિરાજ જયવંત વર્તે છે. ૭

જ્યાં જિનેશ્વરો નિર્વાણ પામ્યા, તે સ્થાને દેવોએ કીર્તિ-સ્તંભ જેવો ઉત્તમ મણિમય સ્તૂપસમુહ નિર્માણ કરેલો છે, તે સમેતશિખર ગિરિરાજ જયવંત વર્તે છે. ૮

સ્તૂપગત ચૈત્યોમાં અજિતાદિક જિનપતિની રમણિક પ્રતિમાઓ જ્યાં સુર અને અસુરોવડે પૂજાય છે, તે સંમેત-શિખર ગિરિરાજ જયવંત વર્તે છે. ૯

અજિતનાથથી પહેલાં પણ ત્યાં આવેલા આદીશ્વર પ્રભુ અને તેમના શિષ્યોવડે જેનાં શિખર પાવન થયેલાં હોવાથી જે તીર્થપણે પ્રસિદ્ધ થયેલ છે, તે સમેતશિખર ગિરિરાજ જય-વત વર્તે છે. ૧૦

અદ્યાપિ જે ભવ્યજનોને પૃથ્વીપરથી સ્વર્ગે અને મોક્ષે ચઢવાનાં સોપાન ( પગથીયાં ) ની સમાનતાને ધારણ કરતો જણાય છે, તે સમેતશિખર ગિરિરાજ જયવત વર્તે છે. ૧૧

કુંડના જળમાં પ્રતિબિંબિત ચૈત્યશ્રેણિને જ્યાં સંઘ-સમુહ પુષ્પ પ્રક્ષેપવાવડે પૂજે છે, તે સંમેતશિખર ગિરિરાજ જયવત વર્તે છે. ૧૨

અહીં જિનસમવસરણ, અહીં જિન–દેશના અને અહીં જિન–મુક્તિ થયેલ છે, એવી રીતે જિનેશ્વરના ચરણથી પવિત્ર

થયેલા જ્યાંના પ્રદેશો રમણીય લાગે છે, તે સમેતશિખર ગિ-
રિરાજ જયવંત વર્તે છે. ૧૩

સાધુસંગથી ઉછરતા અભંગ સંવેગરંગથી રંગાયેલા હરિણાદિક પશુઓ પણ જ્યાં દેવગતિને પામ્યા છે, તે સમેતશિખર ગિરિરાજ જયવંત વર્તે છે. ૧૪

જ્યાં અલ્પ માત્ર કરેલ તપ, જિનપૂજા અને અનશનાદિ તીર્થના પ્રભાવથી અનલ્પ ( વિશાળ ) ફળને આપે છે, તે સંમેતશિખર ગિરિરાજ જયવંત વર્તે છે. ૧૫

દેવેંદ્રો અને મુનીંદ્રોવડે વંદિત અને પ્રસિદ્ધ એવા: સં-
મેતશિખર તીર્થને જે ભક્તિથી સ્તવે છે, તે સકળ આપદા રહિત અવિચળ મોક્ષપદને પામે છે. ૧૬

ઇતિ શ્રી સમેતશિખરકલ્પસારાંશ.



ૐ

# શ્રી ધનપાલકવિવિરચિત શ્રી ઋષભ-પંચાશિકા[1] ભાષા—અનુવાદ.

## ( ભાવાર્થ સહ )

૧ હે જગતના જીવોને કલ્પવૃક્ષ સમાન કામિત ફળને આપ-નાર ! અને રાગરૂપી કમળના વનને નિમીલન કરવા ( સંકોચી દેવા ) ચંદ્રકાન્તિ સમાન ! તથા સમસ્ત મુનિગણના નાયક ! હે ત્રિલોકચૂડામણિ ( મોક્ષના મંડ-નરૂપ ) પ્રભુ ! આપશ્રીને અમારો નમસ્કાર હો ! ! !

૨ વળી ક્રોધરૂપી અગ્નિને શાન્ત કરવા મેઘ સમાન ! શ્રેષ્ટ એવી જ્ઞાન—દર્શનરૂપ લક્ષ્મીના ઘર સમાન ! મોહરૂપી અંધકારના સમૂહને ટાળવા સૂર્ય સમાન ! અને ગુણના

---

૧ ઉક્ત કવિવરકૃત શ્રી યુગાદિદેવ પ્રભુના અદ્ભુત ગુણ-ગર્ભિત આ અનુપમ કૃતિ શ્રીમાન્ હેમચંદ્ર સૂરીશ્વરે શ્રી સિદ્ધગિરિરાજ ઉપર ગાઇ હતી. તે સંબંધી પરમાર્હત શ્રી કુમારપાળ રાજાએ ગુરૂમહારાજને પૃચ્છા કરતા ઉક્ત કૃતિની મહત્તા તેમણે દર્શાવી હતી. આ કૃતિ ઉપરાત ઉક્ત કવિવરે એક ' પાયલચ્છી ' નામનો પ્રાકૃત ભાષાનો ' શબ્દકોશ ' વિક્રમ સવત ૧૦૨૯ મા બનાવ્યો જણાય છે તેમજ ' તિલકમંજરી ' નામનો અતિ અદ્ભુત ગ્રંથ ભલા ભલા પંડિતોના ચિત્તને ચમત્કાર ઉપજાવે એવો બનાવ્યો છે.

સમુદાયરૂપી પૌરજનોને નિવસવા માટે નગર સમાન એવા હે પ્રભુ આપ જયવંતા વર્તો !

૩ મોહરૂપી અંધકારથી વ્યાપ્ત થયેલા સંસાર—કારાગૃહમાં પૂરાયેલા એવા મને, દૈવયોગે મહા આકરા રાગદ્વેષના પરિણામરૂપી ગ્રંથીનો છેદ થવા રૂપ કપાટસંપુટ ઉઘડી જવાથી, સૂર્ય સમાન આપનુ દર્શન થયું. અર્થાત્ અપૂર્વકરણ ( અપૂર્વ વીર્યોલ્લાસ ) થી રાગદ્વેષમય ગ્રંથીનો ભેદ કરીને સમકિતરત્ન પામી, સદ્વિવેકવડે આપ પરમાત્માનું હુ દર્શન પામ્યો

૪ હે જિનરવિ ! આપના દર્શનના આનંદથી વિકસિત થતાં ભવ્ય કમલોમાંના દૃઢ બંધાયેલા—લોલીભાવને પામેલા મોહાન્ધકારરૂપ ભ્રમરના સમૂહ છુટા પડી જાય છે, એટલે આપના અપૂર્વ દર્શન યોગે ભવ્યજનોનો મોહાંધકાર નાશી—પલાયન કરી જાય છે.

૫ હે નાથ ! આપ નાભિ કુલકરના ગૃહમાં અવતર્યા તેવારે સર્વાર્થસિદ્ધ નામના દેવ વિમાનનુ શ્રેષ્ઠતા સંબધી સર્વ અભિમાન ગળી ગયું.

૬ અચિંત્ય અને દુર્લભ મોક્ષસુખ આપનાર અપૂર્વ કલ્પવૃક્ષ એવા આપનો અવતાર થયે છતે હે જગદ્ગુરૂ ! કલ્પવૃક્ષો શરમાઈ ગયાં હોય તેમ અંતર્ધાન ( અદૃશ્ય ) થઇ ગયાં.

પ્રભુનાં પાંચે કલ્યાણક સમયે સર્વત્ર ઉદ્યોત થાય છે તે વાત હવે કવિ કહે છે.

૭ કાળચક્રના એક પડખે આ અવસર્પિણી કાળમાં આપનો જન્મ થયે છતે ત્રીજો આરો જાણે સુવર્ણમય હોય એવો દીપી રહ્યો.

૮ જ્યાં આપનો જન્મ અભિષેક થયો અને જ્યાં આપ શિવ-સુખ સંબંધી સંપદાને પામ્યા તે બન્ને અષ્ટાપદ ( સુ-વર્ણ ) શૈલો અન્ય ગિરિવરોના મુકુટરૂપ થયા. અર્થાત્ અષ્ટાપદ એટલે સુવર્ણ, તેનો શૈલ મેરૂ-પર્વત, જ્યાં પ્રભુનો જન્માભિષેક દેવોએ કર્યો હતો તે, તથા બીજો અયોધ્યાની નજીકમાં રહેલો અષ્ટાપદ નામે પર્વત જ્યાં પ્રભુ મોક્ષે પધાર્યા હતા, તે બન્ને ગિરિવરો બીજા બધામાં શિરોમણિ થયા.

૯ ઈંદ્રિવડે જલ્દી રાજ્યાભિષેક કરાયેલા એવા આપને સવિ-સ્મય દેખનારા યુગલિયાઓને ધન્ય છે કે જેમણે કમળનાં પત્રોવડે આપને અભિષેક કરવાનુ જળ ચિરકાળસુધી ( હાથમાં ) ધરી રાખ્યું હતું.

૧૦ વિદ્યા અને શિલ્પકળા જેમણે દર્શાવ્યાં છે તથા સમસ્ત લોકવ્યવહાર જેમણે સ્પષ્ટ સમજાવ્યો છે એવા આપ જેમના સ્વામી થયા છો તે પ્રજા કૃતાર્થ ( સનાથ ) થયેલી છે.

૧૧ જેમણે સ્વ પુત્રોને પૃથ્વી વહેંચી આપી છે અને એક વર્ષ પર્યંત અવિચ્છિન્નપણે દ્રવ્યસમૂહનું દાન દીધું છે એવા આપે હે ધીર ! જે નિયમ–ધુરા ધારણ કરી છે તે ધુરાને બીજો કોણ ધારી શકે ?

પ્રભુને ધીર કહેવાથી એક વર્ષ પર્યંત પ્રભુએ ક્ષુધાપરિસહ સહ્યો એ વાત સ્તુતિકારે સૂચવી છે.

૧૨ હે જગદ્ગુરૂ ! રાજ્ય સમયે આલિંગન કરેલી અને દીક્ષાસમયે પરિત્યાગ કરેલી રાજ્યલક્ષ્મીની અશ્રુધારાજ હોયની ! એવી કાજળ જેવી કાળી કેશજટાવડે વિભૂષિત સ્કંધવાળા આપ શોભી રહ્યા છો.

૧૩ અનાર્ય દેશોમાં અનાર્ય લોકોને આપે મૌનવ્રત ધારીને ઉપશાન્ત કર્યા તે યુક્તજ છે કેમકે સત્પુરૂષો મૌનપણેજ પરનાં શુભ કાર્ય સાધી આપે છે.

૧૪ મુનિ અવસ્થામાં પણ આપના ચરણમાં લીન થયેલા નમિ અને વિનમિ વિદ્યાધરોના નાયક થયા. ગુરૂની ચરણ સેવા કદાપિ નિષ્ફળ થતીજ નથી.

૧૫ મેઘ જેમ વનવૃક્ષને સંતોષે તેમ જેણે તપશોષિત અને નિરાહાર એવા આપને વર્ષના અંતે ( ઈક્ષુરસથી ) સંતોષિત કર્યા તે શ્રેયાંસકુમારનું કલ્યાણ થાઓ !

હવે પ્રભુનાં જ્ઞાનકલ્યાણક આશ્રી સ્તુતિકાર કહે છે.

૧૬ જેમ સંપૂર્ણ સૂર્યોદયવાળા દિવસનો ઉદય થયે છતે ગગન અંતર્વર્તી સમસ્ત અંધકાર નાશ પામે છે તેમ આપને નિર્મળ કેવળજ્ઞાન ઉત્પન્ન થયે છતે જગતનો મોહ ( અંધકાર ) વિલય પામી ગયો

૧૭ કેવળજ્ઞાન સંબંધી પૂજામહિમાના અવસરે ભરતે આપને ચક્રરત્ન સદૃશ લેખ્યા તેનુ કારણ એ કે વિષમ એવી વિષયતૃષ્ણા મ્હોટા પુરૂષોને પણ મતિમોહ (વ્યા-મોહ–ભ્રાન્તિ ) ઉપજાવે છે.

૧૮ કેવળજ્ઞાન ઉત્પત્તિ પછી તરત આપના પ્રથમ સમવસ-રણના પ્રારંભમાં કેવળ દેવાંગનાઓની દેહકાંતિવડે ઉદ્યોત થયેલી એવી અગ્નિદિશા જાણે સેવા નિમિત્તે સાક્ષાત્ આવેલા અગ્નિ દેવતાજ હોય તેવી શોભી રહી હતી.

૧૯ આપના પ્રથમ દર્શન સમયે ( કચ્છ મહાકચ્છ વિના ) પ્રથમ ઉત્પન્ન થયેલા અત્યંત નમ્ર તાપસોએ ગ્રહણ કરેલાં વ્રતના ભંગવડે મલીન થયેલ પોતાનો મુખરાગ નિશ્ચે ( નમસ્કારના મિષે ) ઢાંકી દીધો મતલબ કે જગત્ જનો સમક્ષ પ્રભુ સાથે વ્રત લહી, પોતે નિઃસત્વ થઈ તાપસપણું આદર્યું તેથી લજ્જાવડે સ્વમુખ દેખાડવા અસમર્થ એવા તેમણે પ્રણામને મિષે સ્વ મસ્તક નમાવી દીધું.

૨૦ તે તાપસોવડે વિંટાયેલા અને વિશાળ સ્કંધ પ્રદેશ ઉપર વિસ્તરેલા જટાકલાપવાળા એવા આપે ક્ષણવાર કુળ-પતિ ( તાપસાચાર્ય ) ની શોભા ધારણ કરી. ( કેમકે ત્યાર પછી તો તે તાપસોએ પ્રભુના ઉપદેશથી સાધુપણું સ્વીકારી લીધું છે. )

૨૧ હે નાથ ! આપની મુખમુદ્રા જોનારા જે હર્ષપરિપૂર્ણ થતા નથી તે જો કેવળજ્ઞાની ન હોય તો સંજ્ઞી છતાં પણ અસંજ્ઞીજ સમજવા.

૨૨ જે જગત્કર્તાપણાદિક ( કલ્પિત ) ગુણોવડે અન્ય દેવો અસામાન્ય સમુન્નતિ ( અસાધારણ મોટાઈ ) પામ્યા છે, તે ( કલ્પિત ) ગુણો આપના સદ્ભૂત ગુણ સંબંધી કરાતા ગાનમાં મને હાસ્ય પેદા કરે છે ( એવા કારણથી કે કેવળ કલ્પિત મિથ્યા આરોપિત ગુણોવડે અન્ય દેવોએ મેળવેલી મિથ્યા આડંબરવાળી મોટાઈ ક્યાં ! અને સાચા સદ્ભૂત ગુણો પ્રગટ થવાથી આપને સહજ પ્રાપ્ત થયેલી ત્રિભુવનપૂજ્યતા ક્યાં ? )

૨૩ હે જિન ! મત્સરી લોકો પ્રથમ વચન વદવામાં કુશળ છતાં દોષરહિત એવા આપની નિંદા કરવાના પ્રસ્તાવે ભાંગી તુટી વાણીવડે બાળકની જેવી ચેષ્ટા કરે છે. ( કેમકે આપનામાં લેશમાત્ર પણ દોષ નહિ દેખવાથી તે બાપડા હતાશ બની જાય છે. )

૨૪ અનુરાગ ( દઢરાગ ) રૂપી પલ્લવોવાળા અને રતિરૂપી વેલડી ઉપર સ્ફુરી રહેલ સ્મિત ( હાસ્ય ) રૂપી ફૂલવાળા શૃંગાર વનમાં તપથી તપ્ત થયેલું પણ આપનુ મન લીન થયુ નથી. ( એ આશ્ચર્યરૂપ છે )

૨૫ જે કામદેવની આજ્ઞા હરિહરાદિક દેવોએ પણ શેષા ( દેવ-નિર્માલ્ય ચરણામૃત–પુષ્પમાલાદિક ) ની પેરે પ્રેમપૂર્વક મસ્તકે ચઢાવી છે તે કામદેવ પણ આપના ધ્યાનાનલમાં મીણની જેમ ઓગળી ગયો છે.

૨૬ જગત્જનોનો દર્પ દળવાને સમર્થ એવા મન્મથરાજા ( કામદેવ ) ના યોદ્ધારૂપ મૃગાક્ષી સ્ત્રીઓનાં નેત્ર–કટાક્ષો કેવળ આપના વિષેજ નિષ્ફળ થયાં. મતલબ કે સ્ત્રી કટાક્ષો કેવળ આપની ઉપરજ ફાવી શકયા નહિ.

૨૭ હે ધર્મસારથિ ! આપનુ પ્રવચન દીઠે છતે મનને ઉન્માર્ગે લઇ જનાર ( ઉદ્ધત ) ઘોડાની જેવા વિષમ રાગ-દ્વેષ ( વિકારો ) નિશ્ચિત માર્ગે ચાલે છે. એટલે કે તેઓ મનને મોક્ષમાર્ગ વિના બીજે ખોટે માર્ગે દોરી જઈ શકતા નથી.

૨૮ પ્રબળ કષાયરૂપ ચોરો જેમાં (વસે) છે એવા આ ભવ અરણ્યમાં ભયથી ઉભગેલા જનોને ખડ્ગ, ચક્ર અને ધનુષ્યરૂપ રેખાઓ જેમાં સદા સારી રીતે અંકિત છે એવાં આપનાં ચરણોજ શરણરૂપ છે.

૨૯ આપના સિદ્ધાન્તરૂપી સરોવરથી ભ્રષ્ટ થએલા જીવો જેમ નીકનું જળ સકળ વૃક્ષજાતિમાં ઠેકાણે ઠેકાણે બંધાતું છતું ફરે છે તેમ સકળ ૮૪ લક્ષ જીવા—યોનિમાં કર્મવડે ઠેકાણે ઠેકાણે બધાતા છતાં પરિભ્રમણ કર્યા કરે છે. મતલબ કે માર્ગભ્રષ્ટ જીવો ઠેકાણે ઠેકાણે મહા વિટંબના પામે છે.

૩૦ જેમ કૂપના અરહટ્ટની ઘટમાળા સજળ ભરેલી ઉંચે આવે છે અને ઠાલી થયેલી નીચે જાય છે તેમ આપના વચનને આરાધેલા જીવો ઉર્ધ્વગતિ પામે છે અને વિરાધેલા નીચગતિને પામે છે.

૩૧ જેમ અન્ય બૌદ્ધાદિક દર્શનીઓ સુકોમળ શય્યા ઉપર શયન કરવું, પ્રભાતમાં કાંજી પીવી વગેરે ( શરીરને સુખકારી ) અનુષ્ઠાનથી ( કષ્ટ વગર ) મોક્ષ મેળવી આપે છે તેમ આપ મેળવી આપતા નથી તો પણ ( સમ્યગ્જ્ઞાન—દર્શન—ચારિત્રરૂપ ) આપના સત્ય માર્ગમાં લાગેલા વિચક્ષણ—પંડિતો શિવસુખને ગવેષે છે. મતલબ કે બૌદ્ધાદિકોએ કલ્પેલી સહેલી મુક્તિ પાયા વિનાની છે અને આપે કહેલી પુરૂષાર્થસાધ્ય મુક્તિ તેવી નથી પણ સાચે સાચી છે

૩૨ હે જિન ! આ સંસારરૂપી ચોપાટમાં અક્ષો ( ઇંદ્રિયો-પાસા ) વડે સંચાર્યમાણ થતા જીવો, દેવતત્ત્વ બુદ્ધિથી આપને દીઠે છતે, પકડું દીઠે લખોટીઓની પેરે વધ, બંધ કે મરણના ભાગી થતા નથી.

૩૩ હે પ્રભુ ! તથાવિધ સામગ્રીના વિરહે ધર્મોપદેશના અ-ભાવથી આપનાવડે ઉપેક્ષા કરાયેલા જીવો નિગોદરૂપ એકજ શૃંખળાથી નિયન્ત્રિત થયેલા અને સહુ સાથેજ આહાર નિહાર ક્રિયા કરતા અનંતકાળ ગમાવે છે.

૩૪ હે તપોનિધિ ! જે દુખોવડે કદર્થિત થયેલા જનોને આ-પનામાં પરમ પ્રેમ પ્રગટે છે તે દુખો પાપાનુબંધી તો નથી જ કિંતુ પુણ્યાનુબધી હોવાથી ઉલટાં તે પ્રશંસ-નીય છે.

૩૫ આપની સેવાથી મોહનો ઉચ્છેદ અવશ્ય થશે એ વાતથી હુ પ્રમોદ પામુ છુ. પરતુ મોહનો ઉચ્છેદ થયા બાદ આપને નહિ વંદાય એ વાતથી મને દુખ પેદા થાય છે. ( કેમકે કેવળી કેવળીને વદન ન કરે એવો નિયમ છે )

૩૬ આપની સેવાથી વિમુખ મિથ્યાદૃષ્ટિ જનોની રાજ્યાધિ-કાર સબધી સપદાની જેમ પરિણામે વિડંબનાકારી સપદાઓ મુઝને પ્રાપ્ત ન થાઓ ! મતલબ કે પરિણામે નીચી ગતિમાં ખેચી જનારી સંપદા સંપદા નથી, પણ વિપદારૂપજ છે.

૩૭ હે દેવ ! અન્ય દીપક તમસ્તોમ ( અધકાર ) ને ભેદીને લોકને ઘટાદિક પદાર્થો પ્રગટ દેખાડે છે, પણ જગતમાં અનન્ય દીપક એવા આપનુ દીપકકાર્ય વિપરીત જણા-ય છે, કેમકે આપ તો પ્રથમ પોતાના ઉપદેશરૂપી કિર-ણોવડે ભવ્ય જીવોને જીવાદિક પદાર્થો અવબોધો છો

અને પછી તત્ત્વાવબોધ ઉત્પન્ન કરીનેજ અજ્ઞાન અંધ-
કારને ભેદો છો

૩૮ જેમના કર્ણમાં આપના વચનરૂપ મંત્રનું એક પણ
પદ પડયું છે, તે જીવો મિથ્યાત્વરૂપી વિષથી મૂર્છિત
છતાં પણ ( ચિલાતિપુત્ર તથા રોહિણીયા ચોરની પેરે )
શુ સચેતન થતા નથી ? અર્થાત થાયછેજ

૩૯ [1]કુતીર્થિકનાં આગમ ક્ષણાર્ધ પણ સાંભળ્યાં છતાં આપના
વિષે સ્થિર પ્રેમને પ્રગટાવે છે, તેથી તે આપના આગ-
મના જાણકારનું મન હરી શકતા નથી. મતલબ કે
કુતીર્થિકનાં આગમવાકય પરસ્પર અસંબદ્ધપણાથી
અસાર હોવાને લીધે જેમ જેમ તે સાંભળવામાં આવે છે
તેમ તેમ યથાર્થવાદી એવા આપનામાં પ્રેમ પ્રગટાવે છે
એ વાત યુક્તજ છે.

૪૦ સ્વપક્ષમંડનપૂર્વક પરપક્ષખંડનમાટે વાદીઓવડે પ્રયો-
જાએલા અન્યોઅન્ય સંલગ્ન હાથીઓની જેવા આપના
નયો ક્ષણમાત્રમાં પ્રતિપક્ષ ( શત્રુ) ને વિમુખ કરી
નાંખે છે.

૪૧ જે જ્યોતિષવિદ્યાપ્રમુખ વચનોવડે અસમંજસ ( પર-
સ્પર સંબંધ વિનાના ) એવા પરસિદ્ધાન્તો શ્લાઘા પામે
છે તે આપના ( અગાધ ) સિદ્ધાન્ત સમુદ્રની પાસે માત્ર
બિંદુઓના કણીયા છે.

---

૧ મિથ્યાદર્શનીઓના કપોલકલ્પિત વચનો.

૪૨ ઝહાજ સમાન આપનો ત્યાગ કર્યે છતે પ્રતિસમય આ- પદાના મુખમાં પડેલા જીવો ભવસમુદ્રમાં વિવિધ વિડં- બના પામે છે.

૪૩ હે દેવ ! બીજા જીવોનું તો શું કહેવું ? અણધાર્યા આ- વેલા તંદુળિયા–મચ્છના ભવમાં અંતર્મુહૂર્ત કાળ વસી મ્હેંજ સાતમી નરકમાં ૬૬ સાગરોપમ અંતરરહિત વીતાવ્યા. અર્થાત્ એટલા લાંબા કાળ પર્યંત અવિચ્છિન્ન દુઃખો મ્હેજ સહ્યાં છે.

૪૪ ( હે દેવ ! ) તિર્યંચપણામાં પણ જ્ઞાનાવરણીય કર્મથી અત્યંત અવરાયેલા એવા મ્હેં શીત, તાપ અને વર્ષા સંબંધી ભારે આકરૂં દુઃખ અનુભવ્યુ.

૪૫ હે દેવ ! મનુષ્ય ભવનાટકને વિષે ઉત્પન્ન થયેલા મ્હેં ઉત્સંગના મધ્યથી ( ખોળામાંથી ) ચાલી નીકળેલા એ- ટલે આયુષ્યક્ષયથી મરણ પામેલા (પાત્રરૂપ) પ્રાપ્ત થયેલા પ્રિય પુત્ર, કલત્ર–સ્ત્રી વડે અંકશૂન્ય જોયા. મત- લબ કે મનુષ્ય ભવમાં પણ મ્હે પ્રિય પુત્ર–કલત્રાદિકના વિયોગથી ભારે દુઃખ સહન કર્યું.

૪૬ ( વળી હે દેવ ! ) દેવલોકમાં પણ મ્હે દુશ્મનોની સમૃદ્ધિ દેખી મહર્દ્ધિક ( મહાસમૃદ્ધિવંત ) દેવોની આજ્ઞાઓ ઉઠાવી અને નીચ એવા કિલ્વિષ પ્રમુખ દેવપણામાં દારિદ્ર ( નિઃસત્ત્વતા ) અને સંતાપ સહ્યાં.

૪૭ ( હે દેવ ! ) ભવવનને સિંચતા એવા મ્હેં અરહટ્ટ પ્રેરિત ઘટીસંસ્થાન અવસર્પિણી અને ઉત્સર્પિણી સમેત પરાવર્તની પેરે પુદ્ગલપરાવર્તો બહુ વાર કર્યા.

૪૮ હે નાથ ! હું સંસારમાં અનંતકાળ ભમ્યો, તોપણ તેમાં દુઃખથી બ્હીનો નહિ, હમણાં આપને દીઠે છતે ભય જાગ્યો અને ( સાથેજ ) ભય ટળ્યો. મતલબ કે ક્રોધાદિકથી આવી રીતે ચાર ગતિમાં વિડંબના પામ્યો એમ સમજતાં ભય જાગ્યો અને ક્ષમાદિકથી તેમનું હું નિરાકરણ કરી નાંખીશ એમ નિશ્ચય થતાં મ્હારો ભય ટળ્યો.

૪૯ હે જગદ્ગુરૂ ! યદ્યપિ આપ કૃતાર્થ અને મધ્યસ્થ એટલે સ્વસ્વરૂપસ્થ છો તથાપિ હું પ્રાર્થું છું કે કદાચિત્ પણ એટલે કોઈક દેશકાળને વિષે પણ ફરીને અથવા પુનઃ પુનઃ અમને આપનું દર્શન દેશો.

૫૦ ધ્યાનાગ્નિવડે દગ્ધ કરી નાંખ્યાં છે કર્મેન્ધન જેણે એવા અને અતિ દુસ્તર ભવભયરૂપી સમુદ્રને તરવા પ્રવહણ સમાન એવા હે પ્રભુ ! બાળબુદ્ધિ એવા મ્હેં (ધનપાળે) સમ્યગ્ધર્મની પ્રાપ્તિ રૂપ ફળને આપનાર એવા આપની ભક્તિવડે સ્તુતિ કરી છે ( તેથી મને સમ્યગ્ધર્મની પ્રાપ્તિ, નિર્મળ ધ્યાનયોગે સકલ કર્મોનો ક્ષય અને ભવભયનો પ્રણાશ થાઓ ! ) તથાસ્તુ ! ઇતિ શમ્.

**શ્રી ધનપાળપંચાશિકા ભાષા—અનુવાદ સંપૂર્ણ.**

---

## " પરમાતમ છત્રીશી "

પરમદેવ પરમાતમા, પરમજ્યોતિ જગદીશ;<br>
પરમભાવ ઉર આનકે, પ્રણમત હુ નિશદીશ. ૧<br>
એક જ્યું ચેતન દ્રવ્ય હે, તામે તીન પ્રકાર;<br>
બહિરાતમ અંતર કહ્યો, પરમાતમ પદ સાર. ૨

બહિરાતમ તાકું કહે, લખે ન બ્રહ્મસ્વરૂપ;
મગન રહે પરદ્રવ્યમે, મિથ્યાવંત અનુપ. ૩
અંતરઆતમા જીવ સો, સમ્યંગ્દૃષ્ટિ હોય;
ચોથે અરૂ કુનિ બારમૈ, ગુણથાનક લો સોય. ૪
પરમાતમ પરબ્રહ્મકો, પ્રગટ્યો શુદ્ધ સ્વભાવ,
લોકાલોક પ્રમાણ સબ, ઝલકે તિનમે આય. ૫
બાહિરઆતમ ભાવ તજ, અંતરઆતમા હોય,
પરમાતમ પદ ભજતુ હૈ, પરમાતમ વહે સોય ૬
પરમાતમ સોઇ આતમા, અવર ન દુજો કોઈ,
પરમાતમકુ ધ્યાવતે, એહ પરમાતમ હોય ૭
પરમાતમ પરબ્રહ્મ હૈ, પરમજ્યોતિ જગદીશ,
પરસુ ભિન્ન નિહાળિયે, જોઇ અલખ સોઇ ઈશ. ૮
જે પરમાતમ સિદ્ધમે, સોહિ આતમામાંહિ,
મોહમયલ દગ લગી રહ્યો, તામે સૂઝત નાંહિ. ૯
મોહમયલ રાગાદિકે, જા છિન કીજે નાસ;
તા છિન એહ પરમાતમા, આપહી લહે પ્રકાસ. ૧૦
આતમ સો પરમાતમા, પરમાતમ સોઇ સિદ્ધ;
વિચકી દુવિધા મિટ ગઈ, પ્રગટ ભઈ નિજ રિદ્ધ. ૧૧
મે હિ સિદ્ધ પરમાતમા, મે હિ આતમરામ;
મે હિ જ્ઞાતા જ્ઞેયકો, ચેતન મેરો નામ. ૧૨
મે હિ અનંત સુખકો ધની, સુખમે મોહિ સોહાય;
અવિનાશી આણંદમય, સોઽહં ત્રિભુવનરાય. ૧૩
શુદ્ધ હમારો રૂપ હે, શોભિત સિદ્ધ સમાન;
ગુણ અનંત કરી સંયુત, ચિદાનંદ ભગવાન. ૧૪

જેસો સિવપે તહિવ[1] વસે, તેસો યા તનમાંહિ;
નિશ્ચયદૃષ્ટિ નિહારતાં, ફેર રંચ કછુ નાંહિ. ૧૫
કરમનકે સંજોગતે, ભએ તીન પ્રકાર;
એક આતમા દ્રવ્યકું, કરમ નટાવણહાર. ૧૬
કર્મ સંઘાતે અનાદિકે, જોર ન કછુ બસાય,
પાઇ કલા વિવેકકી, રાગદ્વેષ છિન જાય. ૧૭
કરમનકી [2]જર રાગ હે, રાગ જરે જર જાય;
પરમ હોત પરમાતમા, ભાઇ સુગમ ઉપાય. ૧૮
કાહેકું ભટકત ફિરે, સિદ્ધ હોનકે કાજ,
રાગદ્વેષકું ત્યાગ દે, ભાઈ સુગમ ઇલાજ. ૧૯
પરમાતમ પદકો ધની, રંક ભયો બિલલાય,
રાગદ્વેષકી પ્રીતિસોં, જનમ અકારથ[3] જાય ૨૦
રાગદ્વેષકી પ્રીતિ તુમ, ભુલે કરો જન રંચ;
પરમાતમપદ ઢાંકકે, તુમહિ કિયે તિરયંચ ૨૧
જપ તપ સંજમ સબ ભલે, રાગદ્વેષ યૌ નાહિ;
રાગદ્વેષ જો જાગતે, એ સવ ભયે જ્યું નાહિં. ૨૨
રાગદ્વેષકે નાસતે, પરમાતમ પરકાસ,
રાગદ્વેષકે ભાસતે, પરમાતમપદ નાસ. ૨૩
જો પરમાતમ પદ ચહે, તો તુમ રાગ નિવાર;
દેખી સંજોગ સ્વામીકો, અપને હિયે વિચાર. ૨૪
લાખ બાતકી બાત ઇહ, તોકું દેઈ બતાય;
જો પરમાતમ પદ ચહે, રાગદ્વષ તજ ભાઈ. ૨૫
રાગદ્વષ ત્યાગે વિનુ, પરમાતમ પદ નાહિં,

---

૧ જેમ સિદ્ધ ભગવાન સિદ્ધક્ષેત્રમાં બિરાજે છે ૨ મૂળ. ૩ નિષ્ફળ.

કોટિ કોટિ જપતપ કરે, સબ અકારથ જાય. ૨૬
દોષ આતમાકું ઈહ, રાગદ્વેષકો સંગ;
જેસે પાસ મજીઠમે, વસ્ત્ર ઔર હિ રંગ. ૨૭
તેસે આતમ દ્રવ્યકુ, રાગદ્વેષકે પાસ;
કર્મ રંગ લાગત રહે, કૈસે લહે પ્રકાશ. ૨૮
ઇણ કરમનકો જીતવો, કઠિન વાત હે વીર;
જર ખોદે વિનુ નહિ મિટે, દુઃખ જાત બે પીર[1]. ૨૯
લલ્લોપતો કે કીયે, એ મિટવે કે નાહિ;
ધ્યાન અગનિ પરકાશકે, હોમ દેહિ તેમાંહિ. ૩૦
જ્યું દારૂ કે ગંજકું, નર નહિ શકે ઉઠાય;
તનક[2] આગસ જોગતે, છિન એકમે ઉડ જાય. ૩૧
દેહસહિત પરમાતમા, એહ અચરિજકી બાત;
રાગદ્વેષકે ત્યાગતે, કરમશક્તિ જરી જાત. ૩૨
પરમાતમકે ભેદ દ્વય, નિગલ સકલ પરવાન;
સુખ અનતમે એકસે, કહેવેકે દ્વય થાય. ૩૩
ભાઈ એહ પરમાતમા, સોહં તુમમે યાહિ,
અપણિ ભકિત સંભારકે, લિખાબગ દેતાંહિ. ૩૪
રાગદ્વેષકું ત્યાગકે, ધરી પરમાતમધ્યાન;
યુ પાવે સુખ સાસ્વત, ભાઈ એમ કલ્યાન. ૩૫
પરમાતમછત્રીસીકો, પઢિયો પ્રીતિ સંભાર;
ચિદાનંદ તુમ પ્રતિ લખી, આતમકે ઉદ્ધાર. ૩૬

---

૧ પીડ. ૨ તણખો અલ્પમાત્ર.